તબ્લીગનો વધારો

# ઝુબ્દતુલ મનાસિક



પ્રસિદ્ધ કર્તા

મજલિસે ખુદ્દામુલ મુસ્લેમીન

અલ્લાહ ફરમાવે છે:-

"અને અલ્લાહને માટે લોકો ઉપર બૈતુલ્લાહની હજ્જ કરવી છે. જે કોઈ પર કે તેના તરફ માર્ગ (ના અસબાબ)ની શક્તિ રાખે. અને જે કોઇ કુફ્ર કરશે તો બેશક અલ્લાહ બેપરવા છે બધા જહાનથી." સુરા આલે ઇમરાન, ૩;૯૭

# ઝુબ્દતુલ મનાસિક

અથવા

## હજજના મસલાઓનો સત્વ.

મુળ ઉર્દુથી ભાષાન્તર કરનાર:—


હઝરત મૌલાના મર્હુમ ગુલામ મોહમ્મદ સાદિક


પ્રસિદ્ધકર્તા:—


મુન્શી મહમૂદ કાસિમ

તબ્લીગ ઓફીસ તડકેશ્વર—(સુરત.)

શવ્વાલ સ. ૧૩૬૧ હિ. | 'સુંદર' પ્રીન્ટીંગ પ્રેસ, કણપીઠ બજાર, સુરત. | આવૃત્તિ છઠ્ઠી નકલ ૧૦૦૦

મજલિસે ખુદ્દામુલ મુસ્લેમીન તડકેશ્વર તરફથી ભેટ

# અમદાવાદ "તબ્લીગ માસિક"

આ ફિત્ના ફસાદના વખતમાં ખુદાપાકની મહેરબાનીથી આ માસિક આજે નવ વરસથી ઘણુંજ ઉમદા કામ કરી રહ્યું છે. એટલે શિર્ક બિદઅતની જડોને ખોખરી કરતું, ભટકેલાઓને સીધા રસ્તા પર લાવતું, દીનના દુશ્મનોને જડબાતોડ જવાબ દેતું, શરીઅત, તરીકત, મઅરિફત અને હકીકતની પુરેપુરી જાણુ અને મોહબ્બત પયદા કરતું, આખા ગુજરાતમાં ફક્ત આ એકજ અજોડ માસિક છે. મુસલમાનોએ એની દરેક રીતે કદર કરવી જોઇએ. આપ ગ્રાહક બનો, એટલુંજ નહિ પણ બીજા સાહબોને ગ્રાહક બનાવવાની દિલી કોશિશ કરતા રહેશો તો કરોડો રૂપીઆ ખયરાત કરવા જેટલો બલ્કે એથી પણ વધુ સવાબના હકદાર બની જશો. બેશક અલ્લાહતઆલા નેક કામો કરનારના બદલાને ઝાએ (અકારત) કરતો નથી.

'તબ્લીગ'નું વાર્ષિક લવાજમ (પોસ્ટેજ સાથે)

| | | | |
|---|---|---|---|
| ગ્લેઝ કાગળ | હિન્દમાં રૂ. ૩-૦-૦ | પરદેશ શિ. ૬ |
| રફ કાગળ | ,, રૂ. ૨-૦-૦ | |

લખોઃ—નાઝિમ 'તબ્લીગ' તડકેશ્વર. જી. સુરત.

Manager,

**"TABLIG" TADKESHVAR.**

Dist. Surat.

# અનુક્રમણિકા

## રિસાલો અગલાતુલ હુજ્જાજ

# પ્રકાશકના બે બોલ

હમ્દ અને સલાત પછી અર્ઝ કે અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી આ અહકરને ગયા વરસે એટલે સને ૧૩૫૦ હિજરીમાં પોતાના ઘરની હજ્જ અને પોતાના હબીબ (સલ૦) ના ઘરની ઝિયારતથી મુશર્રફ કર્યો તે બદલ તેના અગણિત એહસાન છે. તેના શુક્રિયહ માટે તે મુબારક સફરમાંજ વિચાર કર્યો હતો કે વતન પહોંચીને ઈન્શા અલ્લાહ હજ્જ અને ઝિયારત વિષે કોઈ રિસાલો પ્રગટ કરીશ. તે મુજબ વાપસીએ સફર પર "ઝુબ્દતુલ મનાસિક" બાહિર પાડવા યોગ્ય ધાર્યું. મશવેરતન સદરહુ ખિયાલ મજલિસે શુરા આગળ પેશ કર્યો જેને બધા મેમ્બરોએ સંમત થઈ ઘણી ખુશીથી સ્વીકાર્યો બલ્કે તેને જલદી અંજામ દેવાનો ઇસરાર કર્યો. સદરહુ રિસાલો કુતુબખાનએ સાદિકીય્યહ રાંદેર તરફથી આગળ પાંચ વખત પ્રગટ થઈ ચુકયો હતો તેથી તેના માલિક મૌલાના અબ્દુર્રહીમ સાહેબ સાદિક બિન મરહુમ હઝરત મૌલાના ગુલામ મુહમ્મદ સાહેબ સાદિક (રહ.)ની ઇજાઝત માંગી તેઓએ ઘણી ખુશીથી પરવાનગી આપી. અરબી દુઆઓ લખાવીને છપાવવા તથા રિસાલાના પ્રુફો તપાસવાની પણ મેં તેમને અર્ઝ કરી. એનીયે તેઓએ ઘણી ખૂશીથી માન્ય રાખી. અને કાળજીપૂર્વક પ્રુફો તપાસ્યાં તથા અરબી દુઆનો પણ બંદોબસ્ત કરી લીધો.

છેવટમાં વાંચક વર્ગથી અર્ઝ છે કે રિસાલામાં જે કંઈ ભૂલ થઈ ગઈ હોય તેને સુધારે અને મારા માટે તેમજ અસલ કિતાબ લખનાર ભાષાંતરકાર, તથા એમાં કોઇ પણ તરેહની મદદ કરનાર માટે દુઆએ ખૈર કરે. અલ્લાહ કબૂલ કરનાર છે.

કાપોદરા,<br>
તા. ૨૨, રમઝાનુલ મુબારક<br>
સને ૧૩૫૧ હિજરી

લી. કમતરીન<br>
**મુન્શી મહમૂદ કાસિમ પાંડોર**<br>
(અલ્લાહ તેની અને તેના માબાપની મગફિરત ફરમાવે આમીન)

## હાજીઓ માટે જરૂરી સુચના

(૧) મુસાફરી ભલે થોડાકજ માઈલની હોય પણ તે મુસાફરી છે. ફરી હજ્જની મુસાફરી તો હજારો માઇલની છે. રેલ્વે, સ્ટીમર, ઉંટ, મોટર બધા સાથે કામ પડે છે. દેશ અને ભાષાથી નાવાકિફીય્યત, આબોહવાનો ફેરફાર, ભીડ વગેરે કેટલીક બાબતો હોય છે. એ બધામાં ઘણીજ સબરથી કામ લેવું જોઇએ. એ મુબારક મુસાફરીની કરામત છે કે ઘણી તકલીફો બરાબર વખતે અણધારી રીતે દૂર થઇ જાય છે. જેમના ઉપર હજ્જ ફરઝ હોય તેઓ હાડમારીઓના ખિયાલે કદીપણ પોતાની હિમ્મત ન હારે.

(૨) મોટી બાબત તો ઉત્સાહ, શોખ અને દિલનો તનમનાટ છે. દિલી ઉલટથી જનારને કદી તકલીફ જણાતીજ નથી. તેઓ આખી મુસાફરી હંસી, ખૂશી સબ્ર અને શુકરની સાથે ગુઝારી દીએ છે. પરંતુ જેમનાં દિલ હજ્જની મહત્તાથી ખાલી હોય છે અને જેઓ કોઇના આગ્રહથી કે શરમા શરમી નીકળે છે, તેમને સર્વથી વધારે તકલીફ લાગતી જણાય છે. તેઓજ વાતવાતમાં બેચેન બની જાય છે. ખુદા પાક બધા મુસલમાનોને ખરાબીઓથી બચાવે આમીન.

(૩) તાવ, કબજીયાત, બારજવું વગેરેની થોડી દવાઓ જેનો અનુભવ થઈ ચુકયો હોય તે સાથે લઈ જવી જોઇએ. એ ઉપરાંત ખાવાનાં વાસણ તથા ચાહનાં પીયાલાં ઘેરથી કે મુંબઇથી લઈ લેવાં જોઇએ. સ્ટીમરમાં ખાવું તો વીશીમાંથી મળે છે પણ તેને હાજીઓએ પોતાના વાસણમાં લેવું પડે છે. અને તેમને સાફ કરવા જુના કપડાં અથવા સાબુ પુરતા પ્રમાણમાં સાથે રાખવા જોઇએ. એ ઉપરાંત બીજી કેટલીક ઝરૂરી ચીઝો મુંબઇથી કે ઘેરથી લઈ લેવી જોઇએ.

(૪) જાણકાર અને અનુભવી માણસ મુસાફરીનો સાથી મળી આવે તો ખર્ચ પણ ઓછો થાય છે અને રાહત પણ મળે છે. છતાં હજ્જની મુસાફરીની દોસ્તી ઘણી નાઝુક છે. દરેક માણસને સાથી કે દોસ્ત ન બનાવી લેવો જોઇએ. મોટી મોટી પુરાની દોસ્તી અને સગાય એ મુસાફરીમાં કેટલીક વખતે તુટી ગઇ છે. ફક્ત ઇખલાસ અને દોસ્તીના ભરોસે કામ ચાલતું નથી ઘણીજ સહનશક્તિથી કામ લેવું જોઇએ. બને ત્યાં લગી ખાવા પીવાનો બંદોબસ્ત પણ જુદોજ રાખવો સારો છે. કે કોઇના તરફથી દિલમાં મેલ થવા ન પામે.

(૫) મોઅલ્લિમને છોડી શકાય કે તેના વગર ચલાવી લેવાય એમ નથી. બને ત્યાં લગી તેને ખુશ રાખવો જોઇએ પરંતુ તેના ઉપર વધુ ભરોસો રાખવો જોઇએ નહિ. હજ્જના મસઅલા કિતાબોમાં વારંવાર વાંચતા રહેવું જોઇએ અને જ્યાં સમજ ન પડે ત્યાં કોઇ આલિમને પુછી લેવું જોઇએ.

**નોટ:**—મદ્રાસવાળા જનાબ હાજી અબ્દુલ્લતીફ સાહેબે "મારી હજ્જની મુસાફરી" નામનું પુસ્તક લખી પ્રગટ કર્યું છે. તેમાં હાજીઓ માટે ઘણી લાભકારક વાતો લખી છે. તેને પણ સાથે રાખવા ભલામણ છે.

**લી. પ્રગટકર્તા.**

---

## સુધારો

પેજ ૪૮ ની બીજી લીટીમાં તવાફે ઝિયારતને બદલે તવાફે સદર છપાયું છે. તેને સુધારીને તવાફે ઝિયારત વાંચવું.

હજ્જના ફરજો

હજ્જના અસલી ફરજ ત્રણ છે. (૧) એહરામ એટલે હજ્જની દિલથી નિય્યત કરવી અને તલબીયહ એટલે લબ્બૈક છેવટ સુધી કહેવું. (૨) વુકૂફે અરફાત એટલે ઝિલ હજ્જહની નવમી તારીખે આફતાબના ઝવાલના વખતથી લઈને દશમી ઝિલહજ્જની સુબ્હ સાદિક સુધી અરફાતમાં કોઈ પણ વખતે થોભવું. જોઈએ તો તે એકજ મિનિટ માટે હોય. (૩) તવાફે ઝિયારત જે દસમી ઝિલહજ્જથી લઇ બારમી ઝિલહજ્જહ સુધી માથાનાં બાલ મુંડાવવા કે કતરાવવા પછી કરવામાં આવે છે.

મસલો—એ ત્રણ ફરજોમાંથી જો કોઇ પણ ચીઝ છુટી જશે તો હજ્જ સહીહ થશે નહિ અને તેનો બદલો દમ એટલે કુરબાની વગેરેથી પણ થઇ શકતો નથી.

મસલો—એ ત્રણે ફરઝોને તરતીબવાર (અનુક્રમે) અદા કરવા અને દરેક ફર્ઝને તેની ખાસ જગ્યા અને વખતમાં કરવું પણ વાજિબ છે.

મસલો—અરફાતમાં થોભવા પહેલાં જિમાઅ (સંભોગ) છોડવું પણ વાજિબ બલકે ફર્ઝોમાંથી છે.

હજ્જના વાજિબો

હજ્જના છ વાજિબ છે. (૧) મુઝદલફહમાં વોકુફના વખતે થોભવું. (૨) સફા અને મરવાની વચમાં સઈ કરવી.

(૩) રમી જેમાર એટલે કાંકરીયો મારવી. (૪) કારેન અને મુતમત્તેએ કુરબાની કરવી. (૫) માથાના બાલ બોડાવવાં કે કતરાવવાં અને (૬) આફાકી એટલે મીકાતથી બાહિર રહેવા વાળાને તવાફે સદર કરવો જેને તવાફે વેદાઅ પણ કહે છે.

મસલો—વાજેબોનો એ હુકમ છે કે તેઓમાંથી જો એક પણ છુટી જાય તો હજ્જ થઈ જશે ભુલથી છૂટયું હોય કે જાણી જોઇને પણ તેની જઝા લાઝિમ આવશે. કુરબાની કે સદકો જેની વિગત જેનાયતના બયાનમાં આવી ગઈ છે. અને જાણી જોઇને છોડવું મોટો ગુનોહ છે તથા તેની હજ્જ મબરૂર થતી નથી અલબત્તા જો કોઈ વાજેબ કોઇ મોઅતબર લાચારીથી છુટી જાય તો જઝા લાઝિમ આવતી નથી.

## હજ્જની સુન્નતો

(૧) મુફરિદ, આફાકી અને કારિને તવાફે કોદૂમ કરવો. (૨) તવાફે કોદૂમ અથવા તવાફે ઝિયારત અથવા તવાફે સદરમાં રમલ કરવું. (૩) ઇમામે ત્રણ જગ્યાએ ખુતબો પઢવો. સાતમી ઝિલહજ્જના મક્કામાં, નવમી ઝિલહજ્જના અરફાતમાં અને અગીયારમીના મીનામાં (૪) નવમી ઝિલહજ્જની રાતે મીનામાં રહેવું. (૫) નવમી ઝિલહજ્જના સુરજ નીકળવા પછી મીનાથી અરફાતમાં જવું. (૬) અરફાતમાંથી ઇમામના ચાલવા પછી ચાલવું. (૭) મુઝદલફહમાં અરફાતમાંથી પાછા

ફરતાં રાતના થોભવું. (૮) અરફામા ગુસલ કરવો. (૯) મીનાના દિવસોમાં રાતના મીનામાં રહેવું. (૧૦) મિનાથી મક્કા પાછા આવતી વખતે મોહુસ્સબમાં થોભવું. જોઇએ તો એકજ મિનિટ સુધી હોય.

એ ઉપરાંત બીજી પણ ઘણી સુન્નતો છે જેમનું બયાન હજ્જના મસલા અને અફ્આલ સાથે આવી ગયું છે.

મસલો—સુન્નતનો હુકમ એ છે કે તેમને જાણી જોઇને છોડવું બુરૂં છે અને કરવાથી સવાબ થાય છે અને તેમને તરક કરવાથી જઝા લાઝિમ આવતી નથી.

## મુસતહબ્બો તથા મકરૂહો

હજ્જના મુસતહબ્બો, મકરૂહો અને અદબો બેશુમાર છે. જેમાંથી ઘણાખરાનું બયાન હજ્જના મસલાની અંદર આવી ગયું છે. ધ્યાનપૂર્વક કિતાબ જોવાથી જણાઈ આવશે.

## ઉમરા અને હજ્જના કામોનો નકશો

ઉમરા, ઇફ્રાદ, તમત્તોઅ અને કેરાનનાં બધાં મનાસિક ટુંકમાં ફિહરિસ્તના તોરપર તરતીબવાર અલગ અલગ લખવામાં આવે છે હાજીએ સદરહુ ફિહરિસ્તને ઉમરા અને હજ્જ વખતે સાથે રાખવી જોઇએ અને દરેક ચીઝના અહકામ તે કરતી વખતે તેના બયાનમાં જોઈ લે. એ ફિરિસ્તમાં તવાફે

કુદૂમ સિવાય બાકી અફ્આલ ફક્ત તે શુમાર કરવામાં આવ્યાં છે જે શરત અથવા રૂકન અથવા વાજિબ છે. બીજાં સુન્નતો અને મુસ્તહબ્બોને લીધાં નથી કેમકે તેમની ફેહરિસ્ત ઘણી લાંબી છે. તેમનું વર્ણન દરીક ચીઝના બયાનમાં થઈ ગયું છે. ત્યાં જોઈ લો.

## અફ્આલે ઉમરા

(૧) ઉમરાનો એહરામ ... ... ... શરત

(૨) તવાફ રમલ સાથે ... ... ... રૂકન

(૩) સઈ ... ... ... ... ... વાજેબ

(૪) માથું બોડાવવું કે કતરાવવું ... ... શરત

### તંબીહાત

(૧) કારેન માટે સઈ તવાફે કોદૂમ પછી અફઝલ છે. જો તેના પછી સઈ કરવાનો વિચાર ન હોય તો રમલ અને ઈદતેબાઅ પણ ન કરે અને સઈ તવાફે ઝિયારત પછી કરે.

(૨) મક્કાવાસીઓ પર તવાફે સદર વાજેબ નથી.

## અફ્આલે કેરાન

(૧) હજ્જ અને ઉમરાનો એહરામ ... શરત

(૨) ઉમરાનો તવાફ રમલ સાથે ... ... રૂકન

(૩) ઉમરાની સઈ ... ... ... ... વાજેબ
(૪) તવાફે કોદૂમ રમલ સાથે ... ... સુન્નત
(૫) સઇ ... ... ... ... ... વાજેબ
(૬) વોકૂફે અરફાત ... ... ... રૂકન
(૭) વોકૂફે મુઝદલફેહ ... ... ... વાજેબ
(૮) રમી જમરએ ઉખરા ... ... ... વાજેબ
(૯) કુરબાની ... ... ... ... વાજેબ
(૧૦) માથું બોડાવવું... ... ... ... વાજેબ
(૧૧) તવાફે ઝિયારત ... ... ... રૂકન
(૧૨) રમા જેમાર ... ... ... ... વાજેબ
(૧૩) તવાફે સદર ... ... ... ... વાજેબ

## અફઆલે હજ્જે ઈફરાદ

(૧) એહરામ ... ... ... ... શરત
(૨) તવાફે કોદૂમ ... ... ... ... સુન્નત
(૩) વોકુફે અરફાત... ... ... ... રૂકન
(૪) વોકુફે મુઝદલેફેહ ... ... ... વાજેબ
(૫) રમી જમરએ ઉખરા ... ... ... વાજેબ
(૬) કુરબાની ... ... ... ... મુસ્તહબ
(૭) માથું બોડાવવું... ... ... ... વાજેબ

(૮) તવાફે ઝિયારત ... ... ... રૂકન
(૯) સઈ ... ... ... ... ... વાજેબ
(૧૦) રમીએ જેમાર ... ... ... ... વાજેબ
(૧૧) તવાફે સદર ... ... ... ... વાજેબ

## અફઆલે તમત્તોઅ હદી સાથે ન હોય ત્યારે

(૧) ઉમરાનો એહરામ ... ... ... શરત
(૨) ઉમરાનો તવાફ રમલ સાથે ... ... રૂકન
(૩) ઉમરાની સઇ ... ... ... ... વાજેબ
(૪) માથું બોડાવવું ... ... ... ... વાજેબ
(૫) ઝિલહજ્જની આઠમીએ હજ્જનો એહરામ બાંધવો ... ... ... ... શરત
(૬) વોકુફે અરફાત ... ... ... રૂકન
(૭) વોકુફે મુઝદલફહ ... ... ... વાજેબ
(૮) રમી જમરએ ઉખરા ... ... ... વાજેબ
(૯) કુરબાની ... ... ... .. વાજેબ
(૧૦) માથું બોડાવવું ... ... ... ... વાજેબ
(૧૧) તવાફે ઝિયારત ... ... ... ... રૂકન
(૧૨) સઇ ... ... ... ... ... વાજેબ
(૧૩) રમી જેમાર ... ... ... ... વાજેબ
(૧૪) તવાફે સદર ... ... ... વાજેબ

# પ્રસ્તાવના.

---

بسم الله الرحمن الرحيم

## ખુદાના નામથી જે મોટો મહેરબાન રહમ કર્તા.

અલ્લાહ તઆલા માટે હજારો હજાર હમ્દ તથા શુકર છે કે જેણે અમારા ઈમાનની રોનક વધારવાના તરેહ તરેહના માર્ગ બનાવ્યા, કે તે પર ચાલવું તે ઈમાનને ખીલવવું છે અને નહીં ચાલવું તે ઈમાનને મુરઝાવવું છે. અને હજાર હજાર દોરૂદ અને સલામ તેના હબીબ સરવરે આલમ હઝરત મોહમ્મદ માટે છે કે જેમણે તે માર્ગોને ખુલ્લા કર્યા અને તરેહ તરેહના બયાનથી તે સર્વથી આગાહ કર્યા તથા તેમની આલ અસહાબ તથા સર્વ મુસલમાનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બીન હાજી હાફિઝ સાદેક અરજ કરે છે કે ગુજરાતી ભાષામાં દીની કિતાબોની ઘણી જરૂર છે* અને તે જરૂરતનો કેટલોક ભાગ ખુદાએ તેના ફઝલથી મારેથી પુરો કરાવ્યો છે અને બાકીના હિસ્સા પુરા કરવાની હું તેનાથીજ આશા રાખું છું તેના સિવાય કોઈ મદદનો કર્તા નથી.

મારી કિતાબ માલાબુદ્દ મિન્હો અથવા અગત્યની વસ્તુમાં જો કે અકાએદ, નમાઝ, રોઝો, ઝકાત વગેરે કેટલાક વિષયની તે સંપુર્ણ છે,

---

* આલમગીર (૧૬૦૦)ના વખતમાં બનેલી કિતાબ ફિકહ હિન્દી જે તરતીબુસ સલાતના હાશયાપર છપાઈ છે તેમાં છે. "ઇલમે શરીઅત સીખના જો કોઈ હોય જબાન* અરબી, તુરકી, ફારસી હિન્દી યા અફગાન. ગુ. મો.

પણ પાંચ બીનાએ ઈસ્લામમાં માત્ર હજ્જના વિષયની તેમાં ખોટ હતી તે આ ચોપડી પૂરે છે. મેં તેમાં જે વાયદો કર્યો છે કે હું હજ્જનુ બાબુ લખીશ તે આ કિતાબનેજ સમજવું એ હજ્જના બાબા તરીકેજ છે.

હજ્જના બયાનની ઉર્દુમાં ઘણી કિતાબો છે અને તે મુંબઈ વગેરે શહેરોમાં છપાયલી મળે છે તે સર્વ કરતાં **ઝુબ્દતુલ મનાસિક**માં ઘણી ઉમદગીની સાથે બયાન છે; જેથી મેં એનો તરજુમો કર્યો છે. એમાં કેટલાક મસલા એવા છે કે જે આપણા તરફના ઘણા હાજીઓને કદી કામ આવતા નથી પણ તે કર્ત્તાની મેહનત તથા શોધખોળનું ફળ છે, જેથી મેં કંઈ પણ કમી નહીં કરતાં પુરેપુરી કિતાબનો તરજુમો કર્યો છે; અને અરબી દોઆઓનો તરજુમો પણ નોટમાં દાખલ કર્યો છે, કે જેથી દોઆ કરનારાઓને લજ્જત મળે. અને હજ્જના બયાનમાં કેટલાક વપરાતા શબ્દોને મેં અરબીમાંજ રાખ્યા છે કે જેથી કોઈ જગ્ય વાંચનારને સમજ નહીં પડે તો ગુજરાતી નહીં જાણનાર મૌલવીથ પણ તે શબ્દને આધારે સમજી શકે. એમ છતાં તે શબ્દોનો ખુલાસે પણ કેટલીક જગ્યાએ કરવામાં આવ્યો છે.

આ કિતાબના મુળ કર્ત્તાએ પોતાનું નામ તવાઝો તથા કસરે નફ્સાને માટે લખ્યુંજ નથી પણ તેવણ ગંગોહ જીલ્લે સહારનપુરના રહીશ કુતબે જમાં હઝરત મૌલાના મૌલવી રશીદ અહમદ સાહેબ છે (ખુદા એમના ફૈજને ચાલુ રાખે)* કે જેવણ ઈલમે જાહેર તથા બાતેનના જામેઅ છે. સેંકડો એવણના મદ્રસાથી મોલવી થયા છે અને હજારે ગુમરાહ, તહજ્જુદ ગુજાર થયા છે. હજરત શાહ ફજલુર રહમાન ગંજ મુરાદાબાદી (રહ.) કેહતા હતા કે હું મોલવી રશીદ અહમદ સાહેબ

*મજકુર મવલાના સાહેબ પ્રથમ આવૃતિ છપાઇ ત્યારે હયાત હતા સં. ૧૩૨૩માં એમની વફાત થઈ છે. ઈ. લી. વ. એ. રાન્ડેન. **અબ્દુર્રહીમ**

ઉપર એક એવું નુર જોઉં છું કે જે આકાશ સુધી ઉંચે છે. કુતબે આલમ હઝરત હાજી ઈમદા દુલ્લાહ (રહ.) પોતાની કિતાબ ઝિયાઉલ્લ કોલુબ પૃષ્ટ ૬૦માં લખે છે "જે કોઈ મારેથી મોહબ્બત, અકીદો તથા ઈરાદો રાખે છે, તેણે મૌલવી રશીદ અહમદ સાહેબ તથા મૌલવી મોહમ્મદ કાસેમ સાહેબને મારી જગ્યામાં જાણે. કારણ કે એઓ જાહેરી અને બાતેની એલુમના સર્વ કમાલાતના જામેઅ (સંગ્રહ કરનાર) છે. એટલુંજ નહીં પણ મારેથી ઉંચી પદવીના ગણે. અગર જો મામલો ઉલટો થયો કે એઓ મારી જગ્યામાં હતા અને હું તેવણની જગ્યામાં હતો. એઓની સંગતને ગનીમત જાણે કેમકે એવા લોકો આ વખતમાં મલતા નથી."

આ કિતાબમાં તેમ બીજા હજ્જના ઉર્દુ રીસાલાઓમાં માત્ર હજ્જના મસલાજ છે, પણ તેમાં શું બારીકી તથા નુકતા છે તથા એમાં શું શું લાભ છે, એ જાણવું હોય તો "ગાયતુશ શોકિર" ફારસી વાંચે એ કિતાબ ઘણી ઉમદા છે.

છેવટમાં હું વાંચનારાઓથી આશા રાખું છું કે આ કિતાબમાં મારેથી કંઈ ભુલ થઈ હોય તો તેને સુધારે. ખુદા તેનો સારો બદલો આપશે. અને મારા હક્કમાં તથા મુળ કર્તાના હક્કમાં દુઆએ ખેર કરે. અલ્લાહ કબુલ કરનાર છે.

---

તા. ૨ જી રજબ સને ૧૩૨૧ હીજરીના જુમઆને દીવસે ચાશતના મુબારક વખતે આ કિતાબનો તરજુમો કરવાથી મારી કલમે આરામ લીધી છે. અલહમ્દો લિલ્લાહ, ખુદા તઆલા એને કબુલ કરે અને જેમ એ હાજીઓ માટે હજ્જ વિષે ભાથુ તરીકે છે તેમ એ મારે માટે આખેરતનું ભાથું થાય. **આમીન. વસલ્લલ્લાહો અલન નબી.**

૨૪૦૦૯

# ઝુબ્દતુલ મનાસિક.

بسم الله الرحمن الرحيم

સર્વ જહાનના પાલનહાર અલ્લાહ માટે તેની મખલુકની ગણુત્રી પ્રમાણે તથા તેની ખુશી પ્રમાણે તારીફ છે. અને અમારા મખલુકના અને રસુલોના સરદાર હઝરત મોહમ્મદ (સલ.) ઉપર તથા તેમની આલ તથા તેમના અસહાબ તથા તેમના તાબેદારો તથા તેમનાં સર્વ દોસ્તો ઉપર દોરૂદ અને સલામ છે.

હમ્દ અને સલામ બાદ અરજ કરવામાં આવે છે. કે આ રિસાલો "ઝુબ્દતુલ મુનાસિક" કેટલાક દોસ્તોની ફરમાએશ તથા માગણીને લીધે તથા મુસલમાન ભાઇઓના લાભને માટે રચાયો છે. અને એના ઘણાખરા મસલાઓ દુર્રે મુખ્તારના હાશીયા રદ્દુલ મોહતાર કે જે શામીના નામથી પ્રખ્યાત છે તેના આધારે લખાયા છે. વિશેષ કરી રિવાયતના ફેરફારમાં તેની તહકીક ઉપર આધાર રાખવામાં આવ્યો છે. અને મોકદ્દમો તથા ખાતેમો ફતહુલ કદીર તથા આલમગીરીયાથી લેવામાં આવ્યો છે. તો જો કોઈ ઠેકાણે વિરૂદ્ધતા જણાએ તો જલદીથી તેને ખોટું સમજે નહીં. અને હું તો પોતાને ભુલથી પવિત્ર ગણુતો નથી. કારણુ કે માણુસ માત્ર ભુલને પાત્ર છે. અને આ નિર્બળ તો માથાથી તે પગ સુધી ભુલથી ભરેલો છે અને (ઇસ્તેઅદાદ) કાબેલીઅત પણુ

ઝાઝી રાખતો નથી. માટે જો ખરેખરી ભુલ જણાય તો લિલ્લાહ તેને સુધારે. અને અલ્લાહ તઆલા નૈયતના પ્રમાણમાં રચનારને ફરમાએશ કરનારાઓને અને સુધારનારાઓને અજર અતા કરે. અને અલ્લાહ તઆલા તવફીક આપનારો અને મદદગાર છે. તે મને પુરતો છે અને તે સારો વકીલ છે, ગુનાહોથી ફરવા ઉપર તથા નેકી કરવા ઉપર અલ્લાહ ઉંચ, મહાન મરતબાવાળાની શક્તિ વગર કોઈ શક્તિ નથી.

## હજ્જની તાકીદ.

જાણવું જોઇએ કે બૈતુલ્લાહની હજ્જ ફરઝ છે અને તે ઇસ્લામનો એક રૂકન છે. એની ફરજીયત કુરઆન શરીફથી સાબિત છે, એની ફરજીયતનો નકાર કરનાર કાફિર થાય છે. અને રસૂલે મકબુલ (સલ.)એ ફરમાવ્યું છે કે જે કોઈ હજ્જ કરવા ચાહે તેને જોઇએ કે તે જલદીથી અદા કરે. અને તેમ આપે ફરમાવ્યું છે કે જે કોઈ વગર હજ્જ કરે મરશે અને તે મક્કે સુધીના ખરચ તથા સવારીનો માલેક હશે અને તે કોઈ જાલેમ બાદશાહની કેદમાં અથવા જઇ નહીં શકે તેવી બીમારીમાં ફસેલો ન હશે, તો તેને જોઇએ કે તે યહુદી થઇને મરે અથવા ચાહે તે નસારો થઇને મરે. અલ્લાહ અમને તથા સર્વ મુસલમાનોને નજાત આપે. આથી જોઇએ કે હજ્જ ફરઝ થયા પછી અદા કરવામાં ઢીલ કરે નહીં પણ જલદીથી અદા કરે વાર લગાડવાથી ફાસિક તથા ગુન્હેગાર થશે.

## હજ્જ કોના ઉપર ફરઝ છે.

હજ્જ તે મુસલમાન પર ફરજ થાય છે કે જે આઝાદ, તંદોરૂસ્ત, આકેલ, બાલેગ હોય અને જે જરૂરી હાજતો સિવાય એટલો માલ રાખતો હોય કે તે મુસાફરીના જવા આવવાના ખરચના નાણાં રાખતો

હોય અને પાછળ રહેનારા હકદાર માણુસોનો ખર્ચ આવતાં સુધી પુરો થઇ શકતો હોય, તેવા માણુસ પર હજ્જ ફરઝ છે.

હજ્જનો ઇરાદો કરતાં પહેલાં, જવાના માર્ગ, દિવસ, તથા સવારી ભાડેથી લે, કે ખરીદે તેમ સફર કોની સાથે કરવી વિગેરે બાબતનો ઇસ્તીખારો કરવો મુસ્તહબ છે. એ સિવાય એવી તરેહની બીજી બાબતોમાં ઇસ્તીખારો કરે. નહીં તો હજ્જ કરવામાં ઇસ્તેખારાની જરૂરત નથી. જેમકે મશહુર છે, "દરકારે ખેર હાજતે ઇસ્તેખારા નેસ્ત"[1] અને એવીજ રીતે નાજાએજ કામને છોડવામાં ઇસ્તિખારો કરે નહી. પણ તરત તોબા કરે, અને તે કામ છોડી દે. અને ઇસ્તિખારાનો તરીકો આ છે. પ્રથમ બે રકઅત નફલ પઢે. પેહલી રકઅતમાં અલહમ્દ પછી કુલયા અને બીજીમાં કુલ હોવલ્લાહ પઢવી બેહતર છે સલામ ફેરવ્યા પછી અલ્લાહ તઆલાની તારીફ બયાન કરીને દોરૂદ શરીફ પઢીને દોઆ માસુરા પઢે તે આ છેઃ—

અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરોક બેઇલમેક વ અસ્તકદેરોક બે કુદરતેક વ અસઅલોક મિન ફદલેકલ અઝીમ ફઇન્નક તકદેરો વલા અકદેરો વ તઅલમો વલા આલમો વ અન્ત અલ્લામુલ ગોયુબ. અલ્લાહુમ્મ ઇન કુન્ત તાલમો અન્ન હાઝલ અમ્ર ખૈરૂલ્લી ફ્રી દીની વ મઆશી વ આકેબતે અમરી ફકદદેરહોલી વ યસ્સેરહોલી સુમ્મ બારેક લી ફીહે વ ઇન કુન્ત તાલમો અન્ન હાઝલ અમ્ર શર્રૂલલી ફ્રી દીની વ મઆશી વ આકેબતે અમરી ફસ્રિફહો અન્ની વસરેફની અન્હો વકદોર લેયલ ખૈર

1 અર્થ—સારા કામમાં ઇસ્તેખારો કરવાની કશી જરૂર નથી, ગુ. મો.

હૈસો કાન સુમ્મરહેની (બહી[1] ફરી ઇસ્તેખારો કર્યા બાદ સર્વ ગુના-હોથી તોબા કરે અને જે કાંઇ કોઈનું હક્ક કોઈ પણ તરફનું એના ઉપર હોય તેને અદા કરે. અને દુશ્મનોથી જેઓથી મામલો હોય તેઓથી માફ કરાવે અને જે ઇબાદત છુટી ગઇ હોય તેની કજા કરે. અને જો કોઈ હકવાળો મરી ગયો હોય, તો તેના વારેસોને આપે. અને જો કોઈ વારેસ નહીં જણાએ તો ખેરાત કરે કે જેથી આખેરતમાં ઝખીરો રહે. અને જો બદની હક્ક હોએ (માલનું હક્ક નહોએ) તો માફ કરાવે. અને જો મરી ગયો હોએ તો તેને માટે ઇસ્તીગફાર કરે. અને હજ્જનો ખરચો હલાલ માલથી લે કારણ કે હરામ માલથી હજ્જ કબુલ થતી નથી. આલમગીરીયામાં કાજીખાનના આધારે લખાએલું છે, કે જે કોઇ હજ્જનો ઇરાદો કરે અને તેના માલમાં શુબ્હ હોય તો

૧ અર્થ—ઓ અલ્લાહ! હું તારા જાણવાને લીધે તારી પાસેથી ભલાઈ માગું છું, અને તારી શક્તિને લીધે તારાથી (સારા કામની) શક્તિ માંગું છું, અને તારા મોટા ફઝલને લીધે તારાથી માંગણી કરૂં છું. કારણ કે ખચિત તું શક્તિવાન છે. અને હું નિર્બળ છું. અને તું જાણકાર છે હું અજાણો છું. અને તું છુપી વસ્તુઓનો જાણનાર છે. ઓ અલ્લાહ જો તું જાણતો હોય કે આ કામમાં મારે માટે મારા દીનમાં, મારા ગુજરામાં, અને મારા કામના અંજામમાં બેહતરી છે તો તું તેને મારે માટે ઠેરવ અને તે મને સેહલું કર ફરી તેમાં મને બરકત આપ અને જો તું જાણતો હોય કે આ કામ મારે માટે મારા દીનમાં મારા ગુજરામાં, અને મારા કામની આખરમાં બુરાઈ છે તો તું તેને મારાથી દૂર રાખ અને મને તેનાથી દૂર રાખ, અને જ્યાં કેથે મારો લાભ હોય તે મારે માટે ઠેરવ ફરી તેથી તું મને ખુશ રાખ." દોઆ કરતાં "હાઝલ અમ્ર" તથા "અન્નહુ" (અર્થ આ કામ તથા તે મારે માટે)ના શબ્દો બોલતી વેળા પોતાની મતલબને દીલમાં ધ્યાન રાખે. ગુ. મો.

તે કરજ લઇને હજ્જ કરે, અને ફરી પોતાના તે માલથી કરજ અદા કરે. અને સાથી સારો માણુસ મેળવે કે દીન દુન્યાની બાબતોમાં તે તેનો મદદગાર રહે. અને સગાં કરતાં પારકાનો સાથ કરવો ઘણો સારો છે, કે જેથી સગાઈ તુટે નહીં. ફીરાયાદારને અસબાબ પ્રથમથી દેખાડે, તેની વગર રજાએ તેથી વધારે લાદે નહીં. અને જાનવર ઉપર તેની શક્તિ ઉપરાંત અસબાબ ચહડાવે નહીં. અને તેના ઘાસ દાણાથી ગફલત કરે નહીં. હજ્જની સફરને વેપારની નૈયત મોટાઈ, અને નામદારીથી ચોકખી રાખે. અને જો વેપાર કરી લેશે તો પણ કંઈ વાંધો નથી. પણ છોડવો બેહતર છે. માર્ગમાં બેહુદા નકામા અને નાજાએજ કામોથી બચતો રહે અને ભારબોજથી રહે અને ગુસ્સો કરવાથી બચતો રહે અને બરદાશત કરતો રહે અને અલ્લાહની યાદ ઘણી કરતો રહે. અને ખાવાપીવામાં ભાગ કરે નહીં.[1] અને સફરમાં અસબાબ ખરીદતાં ખરાબ વર્તણુક કે ફરેબ કરે નહી. અને શરૂ મહીનામાં જુમેરાત કે પીરના પ્રથમ વખતમાં સફર કરવી બેહતર છે. સગાંઓ અને દોસ્તોથી રૂખસત થાએ અને તેઓથી હકકો તથા કસુર માફ કરાવે અને તેઓથી ભલાઇની દોઆ ચાહે. અને રૂખસત થતી વેળા આ પઢે **અસતવદેઓકોમુ–લ્લાહલ્લઝી લા યોદીઓ વદાએઅહુ**[2] અને જ્યારે ઘરથી નીકળવાનો ઇરાદો કરે તો બે રકઅત નફલ પઢે. અને જ્યારે દરવાજા પાસે આવે તો **ઈન્ના અનઝલના** (સૂરત) પઢે. અને ઘરથી જ્યારે નીકળે ત્યારે કાંઈ સદકો ખેરાત

---

૧ કારણ કે ટંટા ફિસાદથી સારી રીતે બચાશે અને આ બેહતરીને માટે છે. અને જો વીશી કરશે તો પણ દુરસ્ત છે. ગુ. મો.

૨ અર્થ—હું તમને ખુદાને સોંપું છું કે જે સોંપેલી વસ્તુઓનો નાશ કરતો નથી. ગુ. મો.

કરે તથા આયતુલ્લ કુરસી પઢે અને કહે. અલ્લાહુમ્મ ઇન્ની અઉઝો બેક અન અદિલ્લ અવ ઓદલ્લ અવ અઝીલ્લ અવ ઓઝલ્લ અવ અઝલેમ અવ ઉઝલમ અવ અજહલ અવ યૂજહલ અલૈય અલ્લાહુમ્મ અન્તસ્સાહેબો ફિસ્સફરે વલ ખલીફતો ફિલ અહલે અલ્લાહુમ્મ ઇન્ની અઉઝો બેક મિનવ દીકતે ફિસ્સફરે વ કઆબતીલ મુન્કલબે અલ્લાહુમ્મ કબેદ લનલ અરદ વ હવ્વેન અલૈનસ્સફર.[1] જ્યારે સવાર થાએ તો રેકાબમાં પગ મુકીને બિસ્મીલાહ કહે જ્યારે સવાર થઈ જાએ તો (આ દુઆ પઢે.) "અલ હમ્દો લિલ્લાહ સુબહાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહુ મુકરેનીન વ ઇન્ના ઇલા રબ્બેના લમુન કલેબુન[2] પઢીને અલ હમ્દોલિલ્લાહ ત્રણવાર અને અલ્લાહો અકબર

૧ અર્થ—ઓ અલ્લાહ હું તારી પનાહ લઉં છું આથી કે હું ગુમરાહ થાઉં અથવા ગુમરાહ કરાયો જાઉં, અથવા હું ફીસલી જાઉં અથવા હું ફીસલવાયો જાઉં અથવા હું જુલમ કરૂં અથવા હું જુલમ કરાયો જાઉં અથવા હું જહાલત કરૂં અથવા મારા પર જહાલત કરાઈ જાય. ઓ અલ્લાહ તુંજ સાથી સફરમાં છે અને ખલીફો અહલમાં છે. ઓ અલ્લાહ હું તારી પનાહ લઉં છું સફરમાં સખ્તીથી તથા બુરી હાલતમાં પાછા ફરવાથી. ઓ અલ્લાહ તું અમારે માટે પૃથ્વીને કબજે કર. અને અમારા પર સફરને આસાન કર. ગુ. મો.

૨ અર્થ—સર્વ તારીફ અલ્લાહને માટે છે પાકી છે તેને કે જેણે અમારે માટે આને તાબે કર્યું અને અમો એને માટે શક્તિ રાખનાર નહોતા. અને અમો અમારા પરવરદીગારની તરફ પાછા ફરનાર છીએ. ગુ. મો.

ત્રણવાર લાએલાહ ઇલ્લ-લ્લાહ એકવાર પઢીને કહે સુબ્હાનક ઇન્ની ઝલમતો નફ્સી ફગફેરલી ઇન્નહુ લા યગફેરૂજ ઝુનુબ ઇલ્લા-અન્ત.[1] જો પહાડ ડુંગર ઉપર ચહડે તો અલ્લાહો અકબર[2] કહે. જ્યારે નીચે ઉતરે તો સુબ્હાનલ્લાહ[3] કહે. જો જંગલમાં જવું થાએ તો લા એલાહ ઇલ્લ-લ્લાહો વલ્લાહો અકબર[4] કહે. અને જ્યારે કીશતીમાં સવાર થાએ તો બિસ્મીલ્લાહે મજરેહા વ મુરસાહા ઇન્ન રબ્બિ લ ગફુરૂ-ર્રહીમ વ મા કદરૂ-લ્લાહ હક્ક કદરિહી વલ અરદો જમીઅં કબદતોહુ યવમલ કિયામતે વસ્સમાવાતો મતવીયાતું બેયમીનિહી સુબ્હાનહુ વ તઆલા અમ્મા યુશરેકુન[5] પઢે કે એનું પઢવું ડુબતાં બચાવે છે. જો જાનવર મસ્તી કરે તો તેના કાનમાં આ પઢે અફ્ગૈર દીની-લ્લાહે યબગુન વ લહુ અસલમ મન

---

૧ અર્થ—પવિત્રતાઇ છે તને બેશક મેં મારા જીવ પર જુલમ કર્યો છે, તો તું મને બખ્શ. કેમકે તારા સિવાય કોઇ ગુનાહોને બખ્શતો નથી. ગુ. મો.

૨ અર્થ—અલ્લાહ સર્વથી મોટો છે. ગુ. મો.

૩ અર્થ—ખુદાને પવિત્રતાઈ છે. ગુ. મો.

૪ અર્થ—અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી. અને અલ્લાહ સર્વથી મોટો છે. ગુ. મો.

૫ અલ્લાહના નામથી એનું ચાલવું છે અને એનું થોભવું છે. બેશક મારો પરવરદીગાર જરૂર બખશનાર રહમકર્તા છે અને અલ્લાહની જેવી રીતે કદર કરવી જોઇએ તેવી કદર તેઓએ કરી નથી. અને જમીન પુરેપુરી કિયામતને દિવસે તેના કબજામાં છે. અને આસમાનો તેના સીધા હાથમાં લપેટાએલા છે. પવિત્રતાઈ છે તેને અને જે ચીજને તેઓ શરીક કરે છે તેથી તેને ઉંચાઈ છે. ગુ. મો.

ફિસ્સમાવાતે વલ અરદે તૌઅં વ કરહં વ ઇલૈહે યુરજઉન[1] અને જ્યારે કોઇ શહેર દેખાએ અને તેમાં જવું હોએ તો કહે અલ્લાહુમ્મ રબ્બ-સ્સમાવાતિ-સ્સબ્એ વમા અજલલન વ રબ્બલ અરદીન વમા અકલલન વ રબ્બ-શ્શયાતીન વમા અદલલન વ રબ્બર રેયાહે વમા જરૈન ફ ઇન્ના નસઅલોક ખૈર હાઝીહીલ કરયતે વ ખૈર અહલેહા વ નઊઝો બેક મિન શર્રેહા વ શર્રે અહલેહા વ શર્રે માફીહા,[2] અને જ્યારે તેમાં દાખલ થવા લાગે તો આ પઢે અલ્લાહુમ્મ બારેક લના ફીહા[3] ત્રણવાર. અલ્લાહુમ્મરઝોકના જનાહા વ હબ્બેબના એલા અહલેહા વ હબ્બેબ સાલેહી અહલેહા ઇલૈના[4] અને જ્યારે

૧ અર્થ—તો શું અલ્લાહના દીન સિવાય બીજું દીન તેઓ ચાહે છે. અને જુઓ તો જે કોઈ આસમાન તથા જમીનમાં છે તેઓ ખુશી નાખુશીથી તેના તાબેદાર થયા છે અને તેના તરફ ફેરવાશે. ગુ. મો.

૨ અર્થ—ઓ અલ્લાહ સાતો આસમાનના અને જે પર તેઓ છાંયા કરે છે તેના પરવરદીગાર. અને જમીનોના તથા જેને તેઓ ઉઠાવે છે તેના પરવરદીગાર, અને શૈતાનોના તથા જેને તેઓ ગુમરાહ કરે છે તેના પરવરદીગાર, અને હવાઓના તથા જેને તેઓ ઉડાવે છે તેના પરવરદીગાર અમો તારાથી આ ગામની બેહતરી તથા આ ગામવાળાની બેહતરીને માંગીએ છીએ અને એની બુરાઈથી તથા એ ગામવાળાઓની બુરાઈથી તથા એમાં જે જે છે તેની બુરાઇથી અમો તારી પનાહ લઈએ છીએ. ગુ. મો.

૩ અર્થ—ઓ અલ્લાહ અમને એમાં બરકત આપ. ગુ. મો.

૪ અર્થ—ઓ અલ્લાહ તું એના ફલનું રીજક અમને આપ. અને એ ગામવાળાઓ આગળ અમને પીયારા કર અને અમારી આગળ એ ગામવાળાઓના સારા માણસોને પીયારા કર.

મનજેલ કરે તો અઊઝો બેકલેમાતી—લ્લાહીત તામ્માતે મિન શર્રે મા ખલક[1] કહે તો ત્યાંથી ઉપડવા સુધી કોઈ ચીજ ઈનશા અલ્લાહો તઆલા નુકશાન કરશે નહીં. જ્યારે સાંજ પડે અને રાત થાએ તો આવી રીતે કહે. યા અરદો રબ્બિ વ રબ્બોક—લ્લાહો અઊઝો બિલ્લાહે મિન શર્રેક વ શર્રે મા ખલક ફીક વ શર્રે મા યદુબ્બો અલૈક વ અઊઝો બિલ્લાહે મિન અસદીન વ ઉસ્વદ વ મિનલ હૈય્યાતે વલ અકરબે વ મિન શર્રે સાકેનીલ બલદે વ મિન વાલેદીંવ વ માવલદ[2] અને સવારના કહે સમેઅ સામેઉન બે હમ્દીલ્લાહે વ નેમતેહી વ હુસને બલાએહી અલૈના રબ્બના સાહિબના વ અફ્ઝેલ અલૈના આએજ બિલ્લાહે મિનન્નાર[3] અને જે જગ્યા ખોફ કે ડર હોએ ત્યાં (સૂરએ) લેઈલાફનું પઢવું

૧ અર્થ—અલ્લાહના સંપુર્ણ શબ્દોની જે ચીજ છે તેણે ઉત્પન્ન કરી તેની બુરાઈથી પનાહ લઉં છું. ગુ. મો.

૨ અર્થ—ઓ પૃથ્વી તારો પરવરદીગાર અને મારો પરવરદીગાર અલ્લાહ છે તારી બુરાઇથી તથા તારામાં જે ઉત્પન્ન થયું છે તેની બુરાઇથી તથા જે તારાપર ચાલે છે તેની બુરાઈથી હું અલ્લાહની પનાહ લઉં છું. અને વાઘ તથા કાળા સાપથી અને સાપ તથા વીંછીથી અને આ ગામના રહેવાસીઓથી તથા જણાવનાર તથા જે જણેલા તેની બુરાઈથી હું ખુદાની પનાહ લઉં છું. ગુ. મો.

૩ અર્થ—સાંભળનારાએ સાંભળ્યું. મારી ખુદાની તારીફ કરવાને; અને તેની નેઅમતના તથા અમારા ઉપરના તેની નેઅમતની ખુબીના એકરારને ઓ અમારા પરવરદેગાર તું અમારો મદદગાર થા અને અમારા પર ફજલ કર. અલ્લાહની પનાહ લઉં છું. અગ્નિથી ગુ. મો.

દરેક બલાથી બચાવે છે. અલ્લાહ ખુબ જાણે છે.

## હજ્જ ત્રણ તરેહ પર થાય છે.

પ્રથમ એ જાણવું જોઇએ કે હજ ત્રણ તરેહ કરવામાં આવે છે. એક ફક્ત હજ્જ કે જેને ઇફ્રાદ કહે છે. એ હજ્જના કરનારને મુફ્રેદ કહે છે. બીજી કેરાન છે કે જે તે હજ્જ તથા ઉમરા બંનેને એક એહરામમાં એકઠા કરીને અદા કરવામાં આવે છે એ હજ્જ કરનારને કારેન કહે છે. ત્રીજી તમત્તોઅ છે. એમાં પ્રથમ હજ્જના મહીનામાં ઉમરો અદા કરી ફરી તેજ સફરમાં વગર ઘર ગએ તેજ વર્ષમાં હજ્જનો એહરામ બાંધીને હજ્જ કરવામાં આવે છે. એ હજ્જ કરનારને મોતમત્તેઅ કહે છે. આ ત્રણે તરેહમાંથી કોઇ પણ અદા કરશે તો માથેથી ફરજ અદા થશે. પણ હનફી મજહબમાં તમ-તોથી કેરાન અફજલ છે. અને ઇફ્રાદથી તમ-ત્તો અફજલ છે. અને આ ત્રણ જુદી જુદી ફસલમાં લખાશે. હજ્જના મહીના શવ્વાલ અને જીલકાદ પુરા અને જીલ હજ્જના પ્રથમના દસ દીવસ કહેવાય છે. જો હજ્જનું કોઈ કામ આ મહીનાઓથી પ્રથમ કરશે તો પુરતું ગણાશે નહીં. અગર જો એહરામમાં મના થએલા કામોને નહિ કરવાની ખાત્રી હોય તો પણ હજ્જનું એહરામ શવ્વાલથી પહેલાં બાંધવું મકરૂહે તહરીમી છે.

## એહરામ ક્યાંથી બાંધવું.

અને જે જગ્યાથી વગર એહરામ બાંધે મક્કે જનારને આગળ વધવું હરામ છે, તેને મીકાત કહે છે. હિન્દુસ્તાનથી જનારને યલમ-લમની સિદ્ધમાં દરયામાં એહરામ બાંધવું પડે છે. અને તે જગ્યા માલમ કપતાન બતાવે છે. અને મદીના મોનવ્વરાથી આવતાં ઝુલ હોલેફાથી એહરામ બાંધવું પડે છે. જો કોઈ મક્કા જનારો મીકાતથી અથવા તેની સિદ્ધની

હદની જગ્યાથી વગર એહરામ બાંધે આગળ વધશે તો ગુન્હેગાર થશે. ફરી તે હજ્જ માટે જતો હોય કે બીજી કોઇ જરૂરત માટે. અને જો એહરામમાં મના થએલી વસ્તુમાં ઘણા દીવસ વીતવાને લીધે પડવાનો અંદેશો નહોએ તો મીકાત આવવા પહેલાંથી એહરામ બાંધવું અફ્ઝલ છે. એહરામમાં મના થએલી વસ્તુઓનું બયાન આગળ આવશે (ઇનશા-અલ્લાહ.) જો કોઇ શખ્સ ખુદ મીકાતપર અથવા મીકાત અને હરમની હદની વચ્ચે રહેતો હોય તો તેને વગર એહરામે મક્કામાં જવું દુરૂસ્ત છે. પણ જો હજ્જ કે ઉમરા માટે જશે તો તેને પણ વગર એહરામે જવું હરામ છે, અને તેની મીકાત, હરમની હદ તથા મીકાતની વચ્ચે છે. જો કોઇ મક્કા શહેરમાં અથવા હરમની હદમાં રહેનો હોય તે જો હજ્જ કરે તો હરમમાંથી એહરામ બાંધે. અને મક્કાની મસજિદે હરામથી બાંધવું મુસ્તહબ છે. અને જો ઉમરો કરે તો હિલ્લથી એટલે હરમની હદ બહારથી એહરામ બાંધીને આવે.

હવે સમજવું જોઇએ કે મક્કા શેહેરની ચોતરફ હદ છે કે હજરત જીબરઇલે (અલે) હજરત ઇબરાહીમ (અલે)ને તે જગ્યા બતાવી હતી. અને હજરત ઇબ્રાહીમે તે જગ્યા પર નિશાન કરી હતી. ફરી હજરત સરવરે આલમે (સલ)તે નીશાનીયોને નવેસરથી બનાવી હતી. ફરી હજરત ઉસમાને (રદી) ફરી હજરત મોઆવીયાએ (રદી) તે નિશાની-યોને બનાવ્યા કરેલી, અને આ હદ જદ્દાની તરફ દસ માઇલ છે અને કોઈ તરફ ત્રણ માઇલ છે અને કોઇ તરફ સાત તો કોઇ તરફ નવ માઇલ છે. આ હદની અંદર શિકાર કરવો તથા લીલી ઘાસ, લાકડી તોડવી હરામ છે. અને એ હદની અંદરની જમીનને હરમ કહે છે. મક્કા શહેર પણ હરમ છે અને એ હદોથી બહાર (પણ મીકાતથી અંદર જે છે તેને) હિલ્લ કહે છે. વલ્લાહો તઆલા આલમો.

## ફસલ ૧.

## ઈફ્રાદના બયાન વિષે.

હજ્જમાં ત્રણ ફરજ છે. એક એહરામ બાંધવું બીજું અરફાતમાં થોભવું ત્રીજું તવાફે જિયારત; અને હજ્જના છ વાજેબ છે. (૧) મુજદલફામાં થોભવું. (૨) સફા મરવાની વચ્ચે દોડવું. (૩) જમરાઓને કાંકરી મારવી. (૪) બહારવાળાઓને તવાફે સદર (વદાગરીને તવાફ) કરવો. (૫) માથાના વાળ મુંડાવવા અથવા કતરાવવા અને (૬) કારેન તથા મોતમત્તેનું જુબ્હ કરવું. અને એ સિવાય જે ચીજના છોડવાથી જુબ્હ કરવું વાજેબ થાએ છે તે પણ વાજેબ છે. એ વિષે આગળ જણાશે. અને સુંનત તથા મુસ્તહબ એ મસલાઓની વચ્ચે ગણાશે. જે ચીજનું છોડવું મકરૂહ છે તે પણ સુંનત છે.

હવે મુફ્રેદ જ્યારે એહરામ બાંધે તો એહરામનો તરીકો આ છે કે પ્રથમ વઝુ કરે અને ગુસલ કરે તો ઘણું બેહતર છે. અને મુસ્તહબ છે કે નખ લે મુછો કતરાવે. દુંટી નીચેના વાળ લે. અને જો માથું બોડાવવાની આદત હોય તો માથું મુંડાવે અને નહીં તો કાંસકી ફેરવીને વાળ સંવારે અને જો પોતાની સ્ત્રી સાથે હોય અને કંઇ ઉજર ન હોય તો જીમા પણ કરે. ફરી ગુસલ અથવા વઝુ પછી લુંગીને દુંટીથી તે ગુટણ સુધી બાંધે અને એક ચાદર ઓઢે અને લુંગીને જો દોરી કે દુગમાંથી બાંધશે તો તેને દમ કે સદકો આપવો પડતો નથી. પણ એ સારૂં નથી. અને જમણો ખભો ખુલો રાખીને જમણા અગલની નીચે લઇને ચાદરને ડાબે ખાંધે નાખીને ચાદર ઓઢવી એને ઈઝ્તેબા કહે છે, તે અહીંયા સુંનત નથી. પણ જેમ ઓઢાય છે તેમ

ઓઢે અને માથાને તથા મોંહને ખુલ્લાં રાખે. બે કપડાં નવા અથવા ધોએલાં પાક સુફેદ રાખવા સુન્નત છે. જો એક કપડામાં અથવા ત્રણ કપડામાં અથવા કાળા (કે કોઈ બીજા રંગના) કપડામાં એહરામ બાંધશે તો પણ દુરૂસ્ત છે. શરીર અને લુગડાંને ખુશબો લગાડવી મુસ્તહબ છે પણ જે ખુશબો કે લગાડવા પછી તેનું તન (જીસ્મ) બાકી રહે તેવી ખુશબો કપડાંને લગાડે નહીં. અને બદનને દરેક તરેહની ખુશબો લગાડવી સુંનત છે, ફરી જો મકરૂહ વખત નહોએ તો સુંનત છે, કે બે રકઅત નફલ નમાજ પડે, પહેલી રકઅતમાં અલહમ્દો પછી કુલયા પઢવી અને બીજીમાં કુલ હોવ–લ્લાહ પઢવી બેહતર છે. નહીં તો જે સુરત ચાહે તે પઢે. સલામ ફેરવ્યા પછી કહે "**અલ્લાહુમ્મ ઈન્ની ઓરીદુલ** હજ્જ **ફયસ્સેરહો લી વ તકબ્બલહો મિન્ની**[1] ફરી હજ્જની નેયતથી તલબીયા[2] કહે. અને જબાની એહરામમાં અલ્લાહનું કોઇ પણ જીકર કરવું ફરજ છે અને હદીસ શરીફમાં આવેલી તલબીયા કહેવી સુંનત છે. અને તે આ છે. **લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લાશરીક લક લબ્બૈક, ઇન્નલ હમ્દ વન નેઅમત લક વલમુલક લાશરીક લક.**[3] એમાંથી કોઇ શબ્દ ઓછો કરવો મકરૂહ છે. અને હદીસ શરીફમાં આવેલા શબ્દોને શરૂમાં કે આખરમાં વધારવા મુસ્તહબ છે. દાખલા તરીકે જેમકે આ

૧ અર્થ—ઓ અલ્લાહ હું હજ્જનો ઈરાદો કરૂં છું તું તેને મારા પર આસાન કર અને તેને મારા તરફથી કબુલ કર. ગુ. મો.

૨ તલબીયા એટલે લબ્બૈક કહેવું જેનું બયાન આગળ આવે છે. ગુ. મો.

૩ અર્થ—હાજર છું હું તારી ખીજમતમાં ઓ અલ્લાહ હાજર છું. હું હાજર છું. તારો કોઇ ભાગયો નથી. હું હાજર છુ બેશક સર્વ તારીફ તથા નેઅમત તારે માટે છે અને મુલક તારોજ છે તારો કોઇ ભાગીયો નથી. ગુ. મો.

વધારે **લબ્બૈક એલાહલ ખલકે લબ્બૈક**[1] અથવા આ વધારે **લબ્બૈક લબ્બૈક વ સાદેક વલ ખૈરો બેયદેક. લબ્બૈક વર રગબાઓ એલૈકે વલ અમલો લબ્બૈક.**[2] અને જો હદીસમાં નહી આવેલા શબ્દોને શરૂમાં કે આખરમાં વધારશો તો પણ દુરસ્ત છે, પણ વચમાં વધારો કરે નહીં. અને તલબીઆ ઉંચા અવાજથી કેહવી મુસ્તહબ છે, પણ ઘણું બરાડવું જોઇએ નહીં, અને મસજીદમાં એટલી જોરથી નહીં કહે કે નમાજીયોને હરકત થાએ, અને જ્યારે કહે તો ત્રણવાર સાથે કેહવું મુસ્તહબ છે વચમાં વાત કરે નહીં. જો કોઈ સલામ કરે તો જવાબ આપે, પણ એવી હાલતમાં સલામ કરવી મકરૂહ છે. ફરી ત્રણ વાર તલબીયા કહીને આહિસ્તાથી દોરૂદ શરીફ પઢીને જે ચાહે તે દોઆ કરે પણ આ દોઆ હદીસ શરીફમાં આવેલી છે. **"અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક રેદાક વલ જંનત વ અઊજો બેક મિન ગદબેક વન્નાર**[3] અને હાલતોના ફેરફાર વખતે-જેમકે સવાર થતાં ઉતરતાં સવારીને ફેરવતાં અથવા ઉંચી જગ્યાએ ચડતાં કે ઉતરતાં, ફજર થતાં આંખ ખુલતાં તથા ફરજ કે નફલ નમાજો પઢવા પછી કાફલાથી મુલાકાત થતાં તથા દરેક હાલતમાં તલબીયા કેહવી

---

૧ અથ—હું હાજર છું તારી ખીજમતમાં ઓ મખલુકના માબુદ હું હાજર છું. ગુ. મો.

૨ અર્થ—હું હાજર છું તારી ખીજમતમાં. હું હાજર છું અને હું તૈયાર છું. અને સર્વ ભલાઈ તારા હાથમાં છે. હું હાજર છું અને રગબત (વલણ) તારી તરફ છે. અને સર્વ અમલ તારી પાસે આવે છે. હું હાજર છું તારી ખીજમતમાં. ગુ. મો.

૩ અર્થ—ઓ અલ્લાહ હું તારી પાસે તારી ખુશીને તથા જંનતને માંગું છું અને તારા ગજબથી તથા અગ્નિથી તારી પનાહ લઉં છું.

મુસ્તહબ છે. અને તલબીયા જેમ વધારે કેહવાય તેમ અફઝલ છે. મતલબ કે જ્યારે હજ્જની નૈયતથી તલબીયા કહી કે એહરામ બંધાય જાય છે. અને નમાજની તકબીરે તહરીમાની જેમ આ હજ્જનું પહેલું ફરજ છે.

એહરામમાં હજ્જની નૈયતથી ફક્ત ઝીક્ર કરવું ફરજ છે. અને તેનાં કપડાં કહાડવાં, બે રકઅત નમાજ પઢવી, ખુશબો લગાડવી વગેરે ચીજો એ મુસ્તહબ સુંનત અને વાજેબ છે. અને જો અણુસમજ બચ્ચા તરફથી એહરામ બાંધે તો તેના કપડાં ઊતારી લુંગી પેહરાવીને તેના તરફથી લબ્બૈક કહે અને એ એહરામમાં મના થએલાં કામોથી તેને બચાવતો રહે. અને જો કોઇ મના કામ બચ્ચાથી થશે તોએ તેને કે તેના વાલીને કંઇ આપવું લાગુ પડતું નથી. આતરીકો એ હરામ ઝુબાનીનો છે. અને આજ બેહતર છે. અને એહરામ ફેઅલીનો તરીકો કિતાબોમાં લખાયલો છે. અહિંયા લખવાની કંઇ જરૂરત નથી.

## એહરામમાં જાએઝ કે નાજાએઝ કામો.

જ્યારે એહરામ બાંધી રહ્યો તો જીમા (સ્ત્રી મીલાપ) તથા જીમાને લાગતી બાબતો ચુંબન ગળે વળગવું વગેરે, તથા સ્ત્રીઓ આગળ જીમાની વાતો કરવી, અલ્લાહ તઆલાની નાફરમાની કરવી, ઝગડો લડાઇ કરવી, ખુશકીના શિકાર કરવા, શિકારીને ખુલ્લી રીતે કે ઇશારાથી બતાવવું, શિકારીને છરી કે ભાલો વગેરે પકડીને મદદ કરવી તથા ખુશબો લગાડવી, નખ તથા વાળ કપાવવા, માથું મોંહ ઢાંકવું થોડું કે ઘણું આ સર્વ કામ તજી દેવું જોઇએ. અને ખુશબો અથવા ખુશબોદાર મેવો સુંગવો મકરૂહ છે. જો નાક ઉપર હાથ રાખશે તો કાંઇ ડર નથી. અને તક્યા ઉપર માથું કે ગાલ રાખવો દુરસ્ત છે પણ ઉંધા થઇને તક્યા ઉપર પેશાની મુંકવી મકરૂહ છે. અને માથા

ઉપર કપડું રાખવું તે ઢાંકવાના કાયદામાં છે, અને માથા ઉપર કપડાની પોટલી કે ખુનચો રાખવો દુરસ્ત છે. જો કાબાના પરદા નીચે આવે ને માથાને કે ચેહરાને પરદો લાગે તો મકરૂહ છે. અને જો નહીં લાગે તો કશી હરકત નથી. અને માથાને તથા દાઢીને ખતમી (ગુલેખેરૂ) થી ધુએ નહીં પણ સાબુ તથા ઉશનાનથી ધોવું દુરૂસ્ત છે. અને આંખોનું પડવાળ કઢાવવું દુરૂસ્ત છે, અને સિવેલા કપડા જેમકે કુડતો ઇજાર તથા પાઘડી, ટોપી, મોજા પહેરે નહીં અને સિવેલા કપડાને વાપરવાની રીત પ્રમાણે નહીં પણ બીજી રીતે પહેરે જેમકે કુડતાને ચાદરની તરેહ ઓઢે તો દુરૂસ્ત છે, પણ છોડવું બેહતર છે. જોડા ન હોય તો મોજાને કદમની વચ્ચેથી કાપીને પેહરે અને કપડું ખુશબોદાર ચીજમાં રંગાયું હોય તો તેને પહેરવું દુરૂસ્ત નથી. પણ જો તેને ધોએ અને ખુશબો જતી રહે તો દુરૂસ્ત છે. અને હમ્મામમાં જવું દુરૂસ્ત છે. પણ મેલને ગરમ કે સરદ પાણીથી દુર નહીં કરે, એ મુસ્તહબ છે. જો નહાએ તો પાકી કે ઠંડકની નૈયતથી નહાએ. અને તંબુ કે શુગદુફના સાયામાં આવવું દુરૂસ્ત છે પણ તે માથાને કે ચેહરાને લાગે નહીં જો લાગશે તો મકરૂહ થશે. અને હમયાણી (વાંસલી) તથા કમર-પટો બાંધવો હથયાર બાંધવા તથા અંગુઠી પેહેરવી તથા વગર ખુશબોનો સુરમો લગાડવો દુરૂસ્ત છે. અને ખુશબોવાળો સુરમો એક બે વાર લગાડવાથી સદકો આપવો પડે છે. અને વધારેવાર લગાડવાથી જીબહ કરવું પડે છે. અને ખતના કરાવવી તથા ફસદ ખોલાવવી તથા વગર વાળ બોડાવે રૂમણી ખેંચાવવી તથા દાઢ કઢાવવી તથા ભાંગેલા શરીર અંગને બાંધવો દુરૂસ્ત છે. અને જો રૂમણી ખેંચાવવામાં વાળ મુંડાવશે તો દમ આપવું પડશે. માથું ખજવાળવું દુરૂસ્ત છે પણ જો વાળ

તુટવાની કે ખુન નીકળવાની બીક હોય તો નરમીથી ખજવાલે આ મસલાઓની બાકીની તફસીલ જીનાયાતની ફસલમાં આવશે. ઇનશાઅલ્લાહ.

હરમમાં દાખલ થતાં જો બની શકે તો ખુલ્લે પગે ચાલતા ચાલવું મુસ્તહબ છે. અને શાંતી તથા ભારબોજની સાથે ઘણી ઇસ્તી-ગફાર તથા દોઆ કરતા ચાલવું જોઇએ. ફરી જ્યારે મક્કામાં દાખલ થવું હોય તો દીવસના દાખલ થાય તથા જહુન એટલે મક્કાની કબર-સ્થાનના માર્ગથી કે જેને બાબુલ મોઅલ્લા કહે છે ત્યાંથી દાખલ થવું મુસ્તહબ છે. અને મક્કામાં દાખલ થવા માટે ગુસલ કરવું સુંનત છે. અને મક્કાથી નીકળવું બાબુસ સુફલાથી મુસ્તહબ છે. ફરી મક્કામાં દાખલ થઇને પોતાના અસબાબનો બંદોબસ્ત કરીને પ્રથમ મસજેદે હરામમાં આવવું અને બાબુસ સલામથી મસજેદમાં દાખલ થવું મુસ્ત-હબ છે. તલબિયા કહેતાં નરમાઇ તથા તવાજેથી બૈતુલ્લાહની બુઝુરગી ધ્યાનમાં રાખતાં દાખલ થાય. અને પ્રથમ જમણો પગ દાખલ કરે, અને પઢે. અલ્લાહુમ્મ—ફ્તહ અલૈના અબવાબ રહુમતેક વ સહહેલ અલૈના અબવાબ રિજકેક[1] અને દોરૂદ શરીફ પઢે. જ્યારે બૈતુલ્લાહ ઉપર નજર પડે તો અલ્લાહો અકબર, લાએલાહ ત્રણ ત્રણવાર કહે. અને બૈતુલ્લાહને જોતી વેળા દુઆ માંગે, કારણ કે એ કબુલીયતનો વખત છે. બૈતુલ્લાહને જોતી વેળા હાથ ઉપાડવા (રફાયદેન કરવું.) હદીસ શરીફની કેટલીક રિવાયતોથી સિદ્ધ થાય છે. જેમકે ફતહુલ કદીરમાં લખાયલું છે. આથી અહીંયા પણ રફાયદેન સુંનત થવું જોઇએ. અને આ વખતમાં દોરૂદ શરીફ પઢવું અને હદીસ શરીફની દોઆ પઢવી

૧ અર્થ—ઓ અલ્લાહ તું અમારા પર તારી રહમતના દરવાજા ખોલ અને તારા રિજકના દરવાજા અમારા પર સેહલા કર. ગુ. મો.

બેહતર છે. તે આ છે: અલ્લાહુમ્મ અન્તસ્સલામ વ મિન્કસ્સલામ ફહૈયેના રબ્બના બિસ્સલામ અલ્લાહુમ્મ ઝિદ બૈતક હાઝા તાઝીમન વ તશરીફં વ તકરીમં વ મહાબતં વ ઝિદ મન હજ્જહુ અવેઅતમર તશરીફં વ તકરીમં વ તાઝીમં વ બિર્રન[૨] અને જો ચાહે તો બીજી દોઆ પઢે. કારણ કે અહિંયા તથા હજની બીજી જગ્યામાં કોઈ દોઆ ખાસ મુકરર નથી. જેમાં વધારે ખુદા તરફ દિલ લાગે તે પઢે. ફરી મસજીદમાં આવીને જો નમાજ કજા થવાની કે જમાઅત ફોત થવાની કે વિત્ર કે સુંનત મોઅક્કદા જતી રેહવાની બીક ન હોય તો પ્રથમ તવાફ કરે, પણ જો એમાંના કોઇની ફોત થવાની બીક હોય તો તેને પ્રથમ અદા કરે તે પછી તવાફ કરે.

## તવાફ કરવાની રીત

તવાફ કરવાની રીત આ છે. બૈતુલ્લાહની સામે જે તરફ હજરે અસવદ છે ત્યાં એવી રીતે ઉભો રહે કે તેનો જમણો ખભો હજરે અસવદના ડાબા કીનારાની બરાબર થાએ અને તેની આંખો હજરે અસવદની જમણી બાજુએ રહે. ફરી તવાફની નૈયત કરીને જમણી બાજુએ રહે, ફરી તવાફની નૈયત કરીને જમણી તરફ જરા ચાલે કે હજરે અસવદની બરાબર સામે થાએ. તવાફની નૈયત દિલમાં કરવી

---

૨ અર્થ—ઓ અલ્લાહ! તું સલામતી આપનાર છે અને તારાથી સલામતી છે. તો ઓ અમારા પરવરદિગાર તું અમને સલામતીને સાથે જીવતા રાખ. ઓ અલ્લાહ તું તારા આ ઘરનો માન મરતબો ઈઝ્ઝત તથા મહાબો વધાર, અને જે એની હજ્જ કરે અથવા ઉમરો કરે તેનો માન મરતબો, ઈજ્જત અને નેકી તું વધાર. ગુ. મો.

ફરજ છે. જો તવાફની નૈયત વગર બૈતુલ્લાહની ચોતરફ સાત વાર ફરશે તો તવાફ ગણત્રીમાં આવશે નહીં. ફરી હજરે અસવદને સામે ઉભા રહીને જેમ નમાઝમાં હાથ ઉંચકે છે. તેમ હાથ ઉંચકીને કહે. બિસ્મીલ્લાહે અલ્લાહો અકબર લાએલાહ ઈલ્લ-લ્લાહો વ લિલ્લાહિલ હમ્દ વસ્સલાતો વસ્સલામો અલા રસુલિ-લ્લાહે અલ્લાહુમ્મ ઈમાનં બેક વ વફાઅં બે અહદેક વત્તેબાઅં લે સુન્નતે નબીયેક મોહમ્મદીન સલ્લ-લ્લાહો અલૈહે વ સલ્લમ[1] અને હજરે અસવદની સામે થવા પહેલાં તથા તકબીર કહેવા પહેલાં હાથ ઉઠાવવા બિદઅત છે. પણ તકબીરની સાથે હાથ ઉઠાવે; ફરી હાથ છોડીને ઇસ્તીલામ કરે. એટલે બન્ને હાથની હથેલીયોને હજરે અસવદ ઉપર મુકીને પોતાના મોંહને બન્ને હાથોની વચ્ચે રાખીને આહીસ્તાથી ચુમે, ચટાકો મારવો જોઇએ નહીં. અને કેટલાકની નજદીક બોસા પછી હજરે અસવદ ઉપર માથું મુકવાનું ફરી બીજો બોસો અને ફરી સિજદો ફરી ત્રીજો બોસો અને ફરી ત્રીજો સિજદો કરવો પણ મુસ્તહબ છે. અને ઇસ્તીલામ સુંનત છે પણ જો ભીડને લીધે ધક્કાધક્કી થતી હોએ અને કોઇને ઇજા અપાતી હોએ તો છોડી દે, કારણ કે ઇજાનું છોડવું વાજેબ છે. અને જો એવી રીતે ઇસ્તીલામ કરી નહીં શકે તો બંને હાથજ હજરે અસવદ ઉપર મુકે. જો બંને હાથ મુકી નહીં શકે તો એક હાથ મુકે. પણ એક હાથ

---

૧ અર્થ—અલ્લાહના નામથી અલ્લાહ સર્વથી મોટો છે અલ્લાહ વગર કોઈ પુજ્ય નથી. અને સર્વ તારીફ અલ્લાહને માટે છે. અને દોરૂદ તથા સલામ રસુ-લુલ્લાહ ઉપર છે ઓ અલ્લાહ! હું તારાપર ઈમાન લાવવાને તથા તારા અહદને પુરો કરવાને તથા તારા નબી હજરત મુહમ્મદ (સલ.)ની સુંનતની તાબેદારી માગુ છું. ગુ. મો.

મુકવામાં જમણો હાથ મુકવો બેહતર છે. ફરી હાથ ઉપાડીને પોતાના હાથને ચુમે, જો હાથ પણ ન મુકી શકે તો લાકડી અથવા બીજી કોઇ ચીજથી હજરે અસવદને અડકીને ફરી તે ચીજને ચુમે. જો ભીડને લીધે એ પણ થઇ ન શકે તો બંને હાથને કાનો સુધી ઉંચકીને બંને હાથની હથેલીને હજરે અસવદની તરફ રાખે અને હાથની પીઠને મોંહ તરફ રાખે. જાણે હજરે અસવદ ઉપર રાખ્યા છે. અને તકબીર તહલીલ જે બયાન થઇ છે તે પઢીને ફરી હાથોને ચુમે. ઇસ્તીમાલ પછી વાજેબ છે કે જમણી બાજુ દરવાજા તરફ ચાલે કે બૈતુલ્લાહ ડાબા ખભાની તરફ રહે. અને વાજેબ છે કે હતીમને પણ તવાફમાં લ્યે. હતીમ અને બૈતુલ્લાહની વચ્ચેથી નીકળે નહીં. કારણ કે હતીમ પણ બૈતુલ્લાહમાં દાખલ છે. જો વચ્ચેથી નીકળશે તો તે ગણત્રીમાં આવશે નહીં; એટલુંજ નહીં પણ ફરીથી તવાફ કરવો પડશે. ફરી જો માત્ર હતીમનો સાત વાર તવાફ કરશે તો પણ ખોટ પુરાશે. જ્યારે તવાફ કરતાં રૂકને યમાનીયે પુગે કે જે દક્ષણની તરફનો ખુણો છે તો તેને પણ ઇસ્તીલામ કરવું મુસ્તહબ છે. અને રૂકને યમાનીનું ઇસ્તીલામ આ છે કે ફક્ત બંને હાથ અથવા જમણો હાથ તેને લગાડે. અને ડાબો હાથ લગાડવો કે ચુંબન આપવું કે અહિંયા સિજદો કરવો જોઇએ નહી. ભીડની વખતે ઇશારો પણ અહિયાં કરવો જોઇએ નહીં. આ બંને જગ્યા સિવાય કોઈ બીજા ખુણાને કે ભીંતને ઇસ્તીલામ કરવો મકરૂહ છે. ફરી જ્યારે ચોતરફ ફરીને હજરે અસવદ ઉપર આવે તો ઉપર વર્ણવ્યા પ્રમાણે ફરી ઇસ્તીલામ કરે. પણ હાથ પહેલીજ વાર ઉઠાવવાના છે ફરી હાથ ઉઠાવે નહીં. જેમકે ફતહુલ કદીરમાં તહકીક થઇ છે. અને હજરે

અસવદથી તે હજરે અસવદ સુધી આ એકવાર ફરવાને શોત કહે છે. જો કોઇ ડાબા તરફ તવાફ કરશે અથવા તવાફ કરતાં બૈતુલ્લાહની તરફ પીઠ કે ચેહરો કરીને તવાફ કરશે અથવા શરૂ તવાફ હજરે અસવદ વગર બીજે કોઈ ઠેકાણેથી કરશે તો જ્યાં સુધી મક્કામાં હશે તવાફ ફરીથી કરવો પડશે. જો ઘેર ચાલ્યો આવશે અને તવાફ કીધો ન હશે તો દમ વાજેબ થશે. અને હજર અસવદથી અગર જો તેનો એક ભાગ હોય તવાફ શરૂ કરવો વાજેબ છે. પણ આખા બદનનું હજરે અસવદ ઉપરથી ગુજરવું જેમકે તવાફ કરવાની રીતમાં બયાન થયું છે એ મુસ્તહબ છે. મતલબ કે એવી રીતે સાત શોત કરે. અને સાતે શોત કર્યા પછી ફરી આઠમો ઇસ્તીલામ કરે, અને ઇસ્તીલામ કરવો સુન્નતે મોઅક્કદા છે.

જો કોઇ જાણી બુજીને આઠમો શોત ફરશે તો છ શોત મેળવીને સાત પુરા કરવા વાજેબ થશે. અને જો સાતમો ધારીને કર્યો હશે તો કંઇ હરજ નથી. જો ફરજ કે વાજેબ તવાફ કરતાં શોતની ગણત્રીમાં શક પડે તો નવેસરથી શરૂ કરવો જોઇએ. પણ નમાજનો મામલો એથી ઉલટો છે, તેમાં વધુ ધારણા ઉપર આધાર રખાય છે. એવીજ રીતે નફલ કે સુંનત તવાફમાં પણ જો શક હોએ તો વધુ ધારણા ઉપર આધાર રખાય છે. જો તવાફ કરતાં ફરજ નમાજની તકબીર (એકામત) થાએ. તો જો રકઅત જવાની બીક હોય તો તવાફ મુકીને નમાઝ પઢે. ફરી તે જગ્યાથી આવીને તવાફ પુરો કરે. એવીજ રીતે જો વઝુ તુટવાથી જાય, અથવા જનાઝાની નમાઝ માટે જાય તો ફરી આવીને ત્યાંથી પુરો કરે. પણ જો ચાર શોતથી કમ કરીને ગયો હોય તો નવેસરથી કરવો અફઝલ છે. અને જો ચાર શોત બાદ ગયો

હોય તો ત્યાંથી બાકીનો પુરો કરે. અને વગર જરૂરતે ચાલ્યા જવું મકરૂહ છે. જો જશે તો આવીને બાકીના શોત પુરા કરવા પડશે. અને જો સફા મરવાની સઇ કરતાં જશે તો તેનો પણ એવોજ હાલ છે. દાખલા તરીકે જો નમાજ કે વઝુ કે જનાઝાની નમાજની જરૂરતે જશે તો દુરૂસ્ત છે, અને જો વગર જરૂરતે જશે તો મકરૂહ છે. પણ દરેક હાલમાં બાકીનો પૂરો કરે અને તવાફની હાલતમાં ખાવું અને ખરીદ વેચાણ મકરૂહ છે. અને પીવું મોબાહ છે. અને સઇમાં વેચાણ ખરીદી મકરૂહ છે, અને તવાફ તથા સઇમાં અલ્લાહની યાદ અફઝલ છે. અને મસલાની વાતચીત કરવી તથા કુરઆન શરીફની તિલાવત કરવી દુરૂસ્ત છે. અને તવાફ કરતાં તલબિયા કહે નહીં. અને રૂકને યમાની તથા હજરે અસવદની વચ્ચે જે ઝીકર હદીસ શરીફમાં આવેલું છે તે આ છે. રબ્બના આતેના ફીદ દુન્યા હસનતં વ ફીલ આખેરતે હસનતં વ કેના અઝાબન નાર.[1] અને હજરે અસવદ તથા હતીમની વચ્ચે પણ હજરતે (સલ) એજ પઢી છે. અને તવાફ કરતાં આ દોઆ પણ આવેલી છે. અલ્લાહુમ્મ કન્નેઅની બેમા રઝકતની વ બારેક લી ફીહે વખલોફ અલા કુલ્લે ગાએબતીલ લી બે ખૈર લાએલાહ ઈલ્લલ્લાહો વહદહુ લા શરીક-લહુ લહુલ મુલકો

---

૧ અર્થ—ઓ અમારા પરવરદીગાર તું અમને દુન્યામાં ખુબી આપ અને આખેતરમાં ખુબી આપ. અને અમને અગ્નિના અઝાબથી બચાવ. ગુ. મો.

વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર[1] તવાફની હાલતમાં દોઆ કબુલ થાએ છે.

જ્યારે સાત શોત તવાફના કરી રહે તો મકામે ઇબ્રાહીમની પાસે આવીને બે રકઅત નફલ અદા કરવી જોઇએ. તે પછી આદમ (અલે) વાળી દોઆ પઢવી મુસ્તહબ છે અને તે આ છે. અલ્લાહુમ્મ ઇન્નક તાલમો સિર્રી વ અલા નેયતી ફકબિલ મઅઝેરતી વ તઅલમો હાજતી ફઅતેની સોઆલી વ તઅલમો માફી નફસી ફગફેરલી ઝોનુબી અલ્લા હુમ્મ ઇન્ની અસ્અલોક ઇમાનય યોબાશેરો કલબી વ યકીનન સાદેકન હત્તા આલમો અન્નહુ લંય યોસીબની ઇલ્લા મા કતબતહુ અલૈય ફરદ્દેની બેમા કસમતહુ લી યા ઝલ જલાલે વલ એકરામ.[2]

૧ અર્થ—ઓ અલ્લાહ જે તેં મને આપ્યું તેના પર મને કેનાઅત કરનાર કર. અને તેમાં મને બરકત આપ. અને તું ખલીફો થા અમારી દરેક ગાએબ થનારી વસ્તુ ઉપર ભલાઈની સાથે, અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી. તે એકલો છે. તેનો કોઇ ભાગ્યો નથી તેનોજ મુલક છે અને તેનેજ માટે સર્વ તારીફ છે અને તે દરેક ચીજપર શકિતવાળો છે. ગુ. મો.

૨ અર્થ—ઓ અલ્લાહ તું મારા ભેદને તથા જાહેરને જાણે છે. તો તું મારા ઉજરને કબુલ કર અને તું મારી ગરજને જાણે છે તો તું મારી માંગણીને આપ. અને મારા જીવમાં જે છે તેને તું જાણે છે તો તું મારા ગુનાહોને બખ્શ. ઓ અલ્લાહ હું તારી પાસે ઈમાન માગું છું કે જે મારા દીલની સાથે લાગેલું રહે. અને સાચા યકીનને જેથી હું જાણીલું કે જે કાંઈ તેં મારે માટે લખેલું છે, તે સિવાય મને કદી કાંઈ પુગશે નહીં તો જે ચીજ તેં મારે ભાગે નાખી હોય તેથી તું મને ખુશ રાખ. ઓ બુઝુરગી અને એકરામવાળા. ગુ. મો.

અને આ તવાફનો દુગાનો દરેક તવાફ પછી ફરી તે ફરજ હોય કે નફલ હોય તે વાજેબ થાય છે અને ખલફે મોકામ એટલે એવી રીતે તે દુગાનો પઢવો કે મકામે ઈબરાહીમ નમાજ પઢનાર અને બૈતુલ્લાહની વચ્ચે હોય એમ કરવું મુસ્તહબ છે, અને આ સર્વથી અફજલ જગ્યા છે. તે પછી બૈતુલ્લાહની અંદર તે પછી હતીમમાં મીઝાબની નીચે, ફરી હતીમમાં મીઝાબની પાસે ફરી બાકીની હતીમમાં ફરી બૈતુલ્લાહની પાસે બીજે તરફ ફરી આખી મસ્જીદે હરામ ફરી આખું હરમ બરાબર છે. અને હરમથી બહાર મકરૂહ છે પણ અદા થઈ જાએ છે. અને આ દુગાનામાં કુલયા તથા કુલ હોવલ્લાહ પઢવી મુસ્તહબ છે. અને તવાફ દરેક વખતે દુરૂસ્ત છે અગર જો મકરૂહ વખત હોય; પણ આ દુગાનો તે વખતે પઢે નહીં. સબર કરે જ્યારે મકરૂહ વખત નીકળી જાએ ત્યારે આ દુગાનાને પઢે. આ દુગાનાને તવાફની સાથેજ પઢવો જોઈએ. મકરૂહ વખતના ઉજર સિવાય મોડું કરવું મકરૂહ છે. તો જો અસર પછી તવાફ કર્યો હોય તો મગરેબની ફરજ પઢીને પ્રથમ તવાફનો દુગાનો પઢે. તે પછી મગરેબની સુંનત પઢે. જો મકરૂહ વખતમાં દુગાનો પઢશે તો કરાહીયતની સાથે દુરૂસ્ત થશે. પણ મકરૂહ વખતના ગુજર્યા પછી ફરીથી તેને પઢવો બેહતર છે. જો આફતાબ નીકળવાને વખતે કે ઝવાલને વખતે કે ડુબવાને વખતે પઢવામાં આવે તો તે ગણત્રીમાં આવશે નહીં ફરીથી પઢવો વાજેબ છે. અને દુગાનાનો વચ્ચે અંતર રાખ્યા વગર બે તવાફને સાથે કરવા મકરૂહ છે. પણ જો મકરૂહ વખત હોએ તો કંઈ હરકત નથી. ત્યારે મકરૂહ વખત જતો રહે તો દરેક તવાફને બદલે બે બે રકઅત અદા કરે તવાફનો દોગાનો પઢીને ઝમઝમના કુવા ઉપર જઈ ઝમઝમનું પાણી પીવું મુસ્તહબ છે.

એ દુઆ કબુલ થવાની જગ્યા છે. માટે દોઆ કરે. ફરી ત્યાંથી હજરે અસવદ અને દરવાજાની વચ્ચેની દીવાર જેને મુલતજમ કહે છે તેને વળગીને દુઆ કરે. એ જગ્યા પણ દુઆ કબુલ થવાની છે. અને કેટલાક કહે છે, કે પ્રથમ મુલતજમની પાસે જાએ. અને આ પહેલો માર્ગ છે અને અફઝલ લખેલો છે. આ તવાફનું નામ તવાફે કોદુમ છે. બહારવાળાને સુંનત છે, પણ જે મક્કામાં રહે છે અને મીકાત ઉપર રહે છે તેઓ ઉપર સુન્નત નથી. અને જે કોઈ ઉમરો કરવા આવે તેના પર પણ તવાફે કોદુમ નથી.

જો મુફરિદએ આવીને તવાફ કર્યો અને તવાફે કોદુમની નૈયત નહીં કરી ફક્ત તવાફની નૈયત કરી અથવા બીજા કોઈ તવાફની નૈયત કરી તો પણ તવાફે કોદુમજ થશે તેની નૈયતથી કંઈ થશે નહીં. અને આ તવાફનો વખત મક્કામાં દાખલ થવા પછીથી તે અરફાતમાં થોભવા સુધી છે. જો અરફાતમાં થોભવું શરૂ કર્યું તો એનો વખત જતો રહ્યો.

હવે જાણવું જોઇએ કે સફા મરવાની સઈ કરવી વાજેબ છે. અને અફજલ આ છે કે તવાફે જીયારત પછી સઈ કરે અને જો તવાફે કોદુમની સાથે કરી લેશે તો એ દુરૂસ્ત છે. તો જો તવાફે કોદુમ કરવાથી જરા આગલ ઈદતેઆબ કરે અને આગલા ત્રણ શોતમાં રમલ પણ કરે. અને રમલ આ છે કે ચાલવામાં ઝડપથી જલદી અને જોરથી કદમ ઉપાડે અને કદમને પાસે પાસે રાખે. અને ખભાને ખુબ હલાવતો જાય. અને જે તવાફની બાદ સઈ કરવાની છે તેમાં રમલ તથા ઈદતે-આબ સુંનત છે. અને જે તવાફ પછી સઈ નથી તેમાં એ સુંનત નથી. અને જો ભીડને લીધે રમલ કરી ન શકે તો ધીરજ રાખે, જ્યારે જગ્યા મળે ત્યારે તવાફ કરે. અને જો એક બે શોત કર્યા બાદ ભીડ

ચાએ તો રમલને છોડી દે, અને વગર રમલે પુરા કરે કે જેથી શોતોમાં ટુકડા પડે નહીં. જો રમલ કરવાને ભુલી ગયો તો જો એક શોત પછી યાદ આવે તો બે શોતમાં રમલ કરે. જો ત્રણ શોત કરી રહ્યો ને ફરી યાદ આવે તો રમલ કરે નહી. કારણ કે જેવી રીતે આગલા ત્રણ શોતમાં રમલ સુંનત છે તેવીજ રીતે પાછલા ચાર શોતમાં રમલ છોડવું પણ સુંનત છે. જો કોઈ સાતે શોતમાં રમલ કરશે તો સુંનત છોડવાને લીધે મકરૂહ છે. અને તવાફથી ફારેગ થયા પછી ઇદિતેબાઅને કાઢી નાંખે અને તવાફના દોગાનાને ખભા ઢાંકીને પઢે. કારણ કે ઇદિતેબાઅ આ જગ્યા વગર કોઈ ઠેકાણે સુન્નત નથી. વળી જાણવું જોઇએ કે સઇ તવાફને તાબે છે. અને સઇને સહી થવા માટે તવાફનું આગળ થવું છે. જો કોઈ તવાફ કરતાં સઈ પ્રથમ કરશે તો સઈ ગણત્રીમાં આવશે નહીં. તવાફ કર્યા પછી સઇને દોહરાવવી વાજેબ છે. અને તવાફ પછી તરત સઈ કરવી વાજેબ નથી પણ તવાફની લગોલગ સઈ કરવી સુંનત છે. જો ઉજર કે થાકને લીધે થોભી જશે તો કંઈ હરકત નથી. પણ વગર ઉજરે વાર લગાડવી મકરૂહ છે.

## સઇ કરવાની રીત

જ્યારે આબેઝમઝમ પીને સઈ કરવા ચાહે તો હજરે અસવદ ઉપર જઇને એક ઇસ્તીલામ કરે. અને જણાવ્યા પ્રમાણે **અલ્લાહો અકબર, લાએલાહ ઇલ્લ-લ્લાહ** કહે. અને આ નવમો ઇસ્તીલામ તવાફ પછી સઈ કરે તો જેમ રમલ તથા ઇદિતેબાઅ મુસ્તહબ છે તેમ એ મુસ્તહબ છે. ફરી સફાના દરવાજાથી બહાર નીકળે કારણ કે બને જહાનના સરદાર (સલ.) એ દરવાજાથી તશરીફ લઈ ગયા હતા, છતાં બીજે દરવાજેથી પણ જઈ શકાય છે. પ્રથમ સફા ઉપર એટલું ચઢવું

જોઇએ કે ત્યાંથી બૈતુલ્લાહ જોઈ શકાય, ફરી બૈતુલ્લાહની તરફ મોંહ કરી ઉભા રહીને બંને હાથને આસમાનની તરફ ખભા સુધી જેવી રીતે દોઆમાં ઉંચકાય છે તેમ ઉંચકવા જોઇએ અને તકબીર (અલ્લાહો અકબર) તથા તહલીલ (લાએલાહ ઇલ્લ-લ્લાહ) જોરથી તથા દોરૂદ શરીફને આહીસ્તાથી પઢવું જોઇએ. અત્રે દુઆ માગવાની કોશીશ કરવી કેમકે કબુલીયતની જગ્યા છે. આ જીકર હદીસ શરીફમાં છે. **લાએલાહ ઈલ્લ–લ્લાહો વહદહુ લા શરીકલહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો યોહયી વ યોમીતો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર. લાએલાહ ઇલ્લલ્લાહો વહદહુ અનજઝ વઅદહુ વ નસર અબદહુ વ હઝમલ અહઝાબ વહદહુ**[1] નબી સાહેબે (સલ) આ પઢીને દોઆ કરી. ફરી બીજી વાર પઢીને દુઆ કરી. ફરી ત્રીજીવાર પઢીને દુઆ કરી છે. તેમજ એમ પણ રિવાયત થઇ છે કે ત્રણ વાર અલ્લાહો અકબર કહીને આપ (સલ.) એ **લાએલાહ ઇલ્લલ્લાહો વહદહુ લા શરીકલહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર.** એકવાર કહ્યું છે. એવી રીતે સાત વાર કહ્યું છે, તો કલેમો સાત વાર

૧ અર્થ—અલ્લાહ સિવાહ કોઇ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગયો નથી તેનોજ મુલક છે અને તેને માટેજ સર્વ તારીફ છે. તે જીવડાવે છે અને મારે છે અને તે દરેક ચીજપર શક્તિમાન છે, અલ્લાહ સિવાઈ કોઇ માબુદ નથી તે એકલો છે. તેણે પોતાના વાયદાને પુરો કર્યો, તથા પોતાના સેવકને મદદ કરી, તથા ખોટા ટોળાઓને તે એકલાએ હાર આપી. ગુ. મો.

અને અલ્લાહો અકબર એકવીસ વાર થયા. અને હજરત (સલ.)ની દુઆ સફા ઉપર આ છે. અલ્લા હુમ્મ ઈન્નક કુલત ઉદઉની અસ્તજેબ લકુમ વ ઈન્નક લા તુખલેફુલ મીઆદ વ ઇન્ની અસઅલોક કમા હદયતની લિલ ઇસ્લામ અલા તનઝેઅહુ હત્તા તતવફ્ફાની વ અના મુસલેમુન[1] અને એ વગર જે ચાહે તે દુઆ કરી શકાય છે. અને તલબીયા પણ કેહતો રહે અને ઘણીવાર ઉભો રહે. અને ઝીકર કરતો પોતાની ચાલ પ્રમાણે **મરવા** તરફ ચાલે. અને સફા તથા મરવાની વચ્ચે આ દોઆ હદીસ શરીફમાં આવેલી છે. **રબ્બે-ગફેર વરહમ અંતલ અઅઝઝુલ અકરમ**[2] અને ચાહે તો બીજું કંઈ પઢે. આ પણ કબુલીયતની જગ્યા છે. અને મસજીદના ખુણા ઉપર જે નિશાન લાગેલી છે તેનાથી છ ગજનો છેટો રહે તો સફા-મારવાના નીચાણમાં દોડીને ચાલે, પણ દરમયાની ચાલે દોડે. જ્યારે બંને નિશાનીયોની આગળ વધે તો ફરી પોતાની ચાલે ચાલે. અને આ દોડવું ફક્ત બે નીશાનીયોની વચ્ચે સુંનત છે. જો સઘળે રસ્તે સફાથી મરવા સુધી દોડા કરશે તો વાજેબ અદા થશે, પણ સુંનત છોડનાર થશે. ફરી મરવા ઉપર ચઢીને-બૈતુલ્લાહની તરફ

---

૧ અર્થ—ઓ અલ્લાહ તેં કહ્યું છે કે તમો મારેથી દોઆ કરો હું તેને કબુલ કરૂં અને બેશક તું તારા વાયદા વિરૂદ્ધ કરતો નથી. અને હું તારાથી માગણી કરૂં છું કે જેવી રીતે તેં મને ઇસ્લામની હિદાયત કરી તેમ તું તેને ખોચાવી લેતો નહીં તે ત્યાં સુધી કે તું મને વફાત આપે અને હું મુસલમાન હોઉં. ગુ. મો.

૨ અર્થ—ઓ પરવરદીગાર તું બખ્શ અને રહમ કર તું ઘણો પીયારો અને બુઝર્ગ છે. ગુ. મો.

ઉભો રહે અને જમણી તરફ જરા ઝુકેલો રહે કે જેથી સારી રીતે કિબ્લાના તરફ મોહ થાએ. નહી તો અહિયાંથી ઈમારતોને લીધે બૈતુલ્લાહ દેખાતું નથી. ફરી જેવી રીતે સફા ઉપર હાથ ઉઠાવીને જીકર તથા દોઆ કરી હતી તેવીજ રીતે મરવા ઉપર કરે. કારણ કે આ પણ કબુલીયતની જગ્યા છે. અને સફાથી મરવા સુધી આવવું તે એક શોત થયો. ફરી મરવાથી ઉતરીને પોતાની ચાલ પ્રમાણે ચાલે, અને બે મીલો (નીશાનીયો)ની વચ્ચે દોડે. ફરી પોતાની ચાલે ચાલીને સફા ઉપર ચડે, અને ઉપર વર્ણન થયું તે પ્રમાણે જીકર તથા દોઆ કરે. અને આ મરવાથી સફા સુધી બીજો શોત થયો, એવીજ રીતે સાત શોત કરે. સઈની શરૂ સફાથી અને છેવટ મરવા ઉપર થશે. અને દરેક વખત જીકર તથા દુઆ સારી રીતે કરતો રહે. જો કોઈ સઈને મરવાથી શરૂ કરે તો પહેલો શોત મરવાથી સફા સુધીનો ગણતરીમાં આવશે નહીં. પણ સફાથી શરૂ ગણાશે. અને એક ફેરો વધારે ફરવો પડશે કે જેથી સાત શોત થાય.

ફરી સઈ પછી મસજેદે હરામમાં આવીને બે રકઅત નફલ નમાઝ પઢે, એ મુસ્તહબ છે. નબી સાહેબે (સલ.) મતાફ એટલે બૈતુલ્લાહથી ચોતરફ ફરવાની જગ્યા તેને કિનારે આ દુગાનો પઢેલો છે. અને જાણવું જોઈએ કે સફા, મરવાની કેટલીક સીડી જમીન ચડી જવાથી દબાઈ ગઈ છે. અને જે પગથીયાં હાલમાં છે તેના પહેલા પગથીયા ઉપર ઉભા રહેવાથી બૈતુલ્લાહનું નજરે પડવું બનવા જોગ છે. તો હવે જાહેલો જેમ ચઢી ચઢીને દીવાલ સુધી જાય છે તેમ ઘણા પગથીયા ચઢવાની જરૂર નથી, આ સુન્નત તરીકાથી વિરૂદ્ધ ને પહેલીજ સીડી ઉપર ઉભું રહેવું બસ છે.

**મસલો:** મસજેદે હરામમાં નમાજ પઢનારના આગળથી જવાને મના કરે નહીં ફરી તે આગળ જનારો તવાફ કરનાર હોય કે નહોય.

મસઅલો: બૈતુલ્લાહમાં દાખલી કરવી જો પોતાને કે બીજા કોઈને ઈજા નહીં કરે અને રૂશ્વત પણ આપવી નહિ પડે. જેમકે દરવાનને લોક આપે છે તો તે મુસ્તહબ છે.

મતલબ કે મુકર્રેદ તવાફ તથા સઈથી ફારેગ થયા પછી એહરામ બાંધેલો મક્કામાં રહે અને નફલ તવાફ ચાહે તેટલો કર્યા કરે, કારણ કે બહારવાળાઓ માટે નફલ નમાઝ કરતાં નફલ તવાફ કરવો બેહતર છે. અને મક્કાવાળાઓને ખાસ હજ્જની મોસમમાં તવાફ કરતાં નફલ નમાઝ પઢવી બહેતર છે કે જેથી બાપડા હાજીયોને ભીડ કરનાર થાય નહીં. અને આ નફલ તવાફમાં ઈદ્તેબાબ, રમલ અને તવાફના દુગાના બાદનું ઈસ્તીલામ કરે નહીં. કારણ કે આ ત્રણે તે તવાફને બાદ છે કે જેની બાદ સઈ હોય, પણ નફલ તવાફ બાદ સઈ થતી નથી. અને નફલ સઈ પણ થતી નથી. સઈ જે વાજેબ છે તેજ માત્ર સઈ છે.

## મિના તથા અરફાત જવું

સાતમી જીલહજ્જે ઝોહરની નમાઝ પછી વગર જલસો કરે ઈમામ એક ખુતબો પઢે છે. તેમાં તે હજ્જના મસલા શીખવે છે. આ ખુતબો પણ સુંનત છે. ફરી આઠમી તારીખે આફતાબ ઉગવા પછી મિનામાં જાય કે જે મક્કાથી ત્રણ માઈલ છે અને રાતના મિનામાં રહે, આ કાર્ય સુંનત છે. ફરી નવમીએ ફજરની નમાઝ અજવાળું થએથી મિનામાં પઢીને સૂર્ય નીકળવા પછી દબ્બને માર્ગે તલબિયા અને તકબીર કહેતો અરફાતે જાય. અને દબ્બ એક પહાડીનું નામ છે કે જે મિનામાં મસજેદે ખૈફ છે તેને લાગેલી છે. જો આઠમી તારીખે અરાફત ઉપર જશે તો સુંનત તરક થશે. કેમકે મિનામાં પાંચ નમાજો પઢવી તથા ત્યાં રહેવું સુંનત છે. અને અરાફતમાં જ્યાં ચાહે ત્યાં થોભે પણ

લોકોથી અલગ થાય કે માર્ગમાં ઉતરે નહીં. અને જબલે રહમત (પહાડ)ની પાસે થોભવું ઘણું અફ્જલ છે. અને બતને અરેના સિવાય સઘળું અરાફાત ઠેરવાની જગ્યા છે. અને અરફાની મસજેદની પશ્ચીમે આ એક વાદી છે. જો મસજીદની પશ્ચીમી દીવાલ પડે તો તે વાદીમાંજ પડે. આ હરમનો ભાગ છે અને અરફાતની હદથી બહાર છે. જો આ વાદીમાં કોઈ થોભશે તો તેનું થોભવું ગણત્રીમાં આવશે નહીં. ફરી અરફાતમાં જઇને દુઆ, દરદ, જીકર, અને તબલિયા ઘણો કરતો રહે, જ્યારે સુર્ય નમે તો વોજુ કરે અને ગુસલ કરવું અફ્જલ છે. ફરી વગર ઢીલ કરે મસજેદે નમેરામાં જાય. અને ઇમામની સાથે ઝોહર તથા અસરને એક અઝાન તથા બે તકબીરની સાથે ઝોહરના વખતમાં એકઠી કરીને પઢે. અને ઝોહર, અસરની વચ્ચે કંઈ પઢે નહીં. એટલુંજ નહીં પણ જોહરની રકઅત સુંનત પણ તરક કરે. પણ તકબીરે તશરીક કહે. અને અસર પછી પણ સુંનત નફલ પઢે નહીં. પણ જો ઇમામ ઝોહર પછી અસરની નમાજ પઢાવવામાં ઢીલ કરે મુકતદીયોને નફલ પઢવી દુરસ્ત છે. ઝોહર અસરને એવી રીતે ભેગી કરવા માટે કેટલીક શરતોની જરૂર છે. (૧) અરફાત (૨) નવમી જીલ-હજ (૩) ઇમામ તથા તેના નાએબનું થવું. (૪) બને નમાજોમાં એહરામનું થવું. (૫) ઝોહરનું અસરથી આગલ થવું. જો આ શરતોમાંથી એક પણ શરત ન હશે તો બે નમાજોને ભેગી કરવી દુરસ્ત નથી.

ફરી મસજિદથી નીકળીને થોભવાની જગ્યાએ (મવકફે) જાય, ઇમામ ને સવાર થવું અને લોકોનું તેની આસપાસ પગે ઉભા રેહવું અફઝલ છે. અને કેટલાક કહે છે કે બીજાઓને પણ સવાર થવું

બેહતર છે. અને જબલે રહમતની પાસે ઇમામની નજદીક જેટલી નજદીકી બની શકે તેટલી બેહતર છે અને જબલે રહમત ઉપર ચઢવું જેમકે અવામ લોકો ચઢે છે એ બે પાયા છે. અને કિબ્લા રૂખ ઉભો રહે. અને થોભવાની નૈયત કરવી કે ઉભા રહેવું શરત કે વાજેબ નથી, પણ મુસ્તહબ છે. જો બેઠેલો રેહશે તો પણ વોકુફ (થોભવું) થઇ ગયું. કારણ કે મૌકફમાં જવું જરૂરતું છે. અને જો સુતો સુતો મૌકફમાંથી ચાલ્યો જાય. અથવા કોઇ જબરદસ્તી તેને લઇ જાએ. અગર જો તે જાણુતો નહોએ કે આ મૌકફ છે, તે પાક હોએ કે નાપાક હોએ અથવા તે દોડતો મૌકફમાંથી નીકળી જાએ, આ સર્વ સુરતોમાં વોકુફ (ઠેરવું) ગણત્રીમાં આવે છે. અને ફરજ અદા થાય છે. ફરી ઇમામ બરાડીને નહીં પણ બુલંદ આવાજથી તલ્બીયા કહે અને જીકર તથા દુઆ પોશીદા બેહતર છે. અને લોકોને હજ્જના મસલા શીખવે. અને લોકો ઇમામની પાસે તેની પાછલ કિબ્લાને મોહ કરીને અદબથી સાંભળે અને રડે અને ઘણી એકાગ્રતા અને કોશીશથી દોઆ કરે. કારણ કે આ કબુલીયતની જગ્યા છે. અને અહિંયાં રોજો રાખવા કરતાં ઇફ્તાર બેહતર છે. કુરઆન શરીફની તિલાવત, દોરૂદ શરીફ તકબીર, તહલીલ, ઇસ્તીગફાર, તલ્બીયા વગેરે જીકરો ગણુા કરે. હરગીજ કમી થાય નહીં. કારણ કે ફરી એ દીવસનો લાભ લેવો મુશકેલ છે. અને રડવામાં ગુનાહોથી માફી માગવામાં જરા કમી કરે નહીં એટલુંજ નહીં પણ આ દીવસે દુરસ્ત વાતથી પણ અલગ રહે. ફખરે આલમ (સલ)એ અરફાતમાં આ દુઆ પઢી છે.

## અરફાતમાં પઢવાની દુઆ.

લાએલાહ ઇલ્લ-લ્લાહો વહ દહુ લા શરીક લહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો વહોવ અલા કુલ્લે શૈઇન કદીર અલ્લા

હુમ્મ્જ—અલ ફી કલબી નુરંવ ફી સમઈ નુરં વ ફી બસરી નુરં અલ્લા હુમ્મ—શરહ લી સદરી વ યસ્સેર લી અમરી વ અઉઝો બેક મિન વસાવેસે સદરે વ શતાતિલ અમરે વ ફિતનતિલ કબરે અલ્લાહુમ્મ ઈન્ની અઉઝો બેક મિન શર્રે મા યલેજો ફીલ્લયલે વ શર્રે મા યલેજો ફિન્નહારે વ શર્રે મા તહુબ્બો બિહીર—રિયાહો લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક ઇન્નમલ ખૈરો ખૈરૂલ આખેરહ.[1] બીજી રિવાયતમાં છે કે આપે (સ.) હાથ મુબારક ઉઠાવીને અલ્લાહો અકબર વ લિલ્લાહીલ—હમ્દ ત્રણ વાર પઢીને આ દોઆ પઢી લાઈલાહ ઇલ્લ—લ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો અલ્લાહુમ્મ—હદેની બિલહોદા વ નકકેની બિત્તકવા

૧ અર્થ—અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઇ શરીક નથી તેનોજ મુલક છે અને તેને માટેજ સર્વ તારીફ છે. અને તે દરેક ચીજપર શક્તિવાન છે. ઓ અલ્લાહ ! તું મારા દિલમાં, મારા કાનમાં, અને મારી આંખમાં નુર કર. ઓ અલ્લાહ ! તું મારા સીનાને ખોલ અને મારા કામને સેહલું કર અને હું સીનાના વસવસાથી અને પરેશાનીથી અને કબરના અજાબથી તારી પનાહ લઉં છું ઓ અલ્લાહ ! જે ચીજ રાતમાં દાખલ થાય છે તેની બુરાઈથી તથા જે ચીજ દીવસમાં દાખલ થાય છે તેની બુરાઈથી તથા જે ચીજને વાયુ ઉડાવે છે તેની બુરાઈથી હું તારી પનાહ લઉં છું. હું હાજર છું તારી ખીજમતમાં ઓ અલ્લાહ ! હું હાજર છું. ખુબી અને (બેહતરી) તો આખેરતનીજ ખુબી છે. ગુ. મો.

વશ્ફીરલી ફિલ આખેરતે વલ ઉલા.[1] ફરી અલ હમ્દો પઢી શકાય તેટલીવાર સુધી હાથ છુટા રાખ્યા ફરી હાથ ઉપાડીને તેવીજ રીતે કર્યું ફરી અલ હમ્દો પઢી શકાય તેટલીવાર હાથ છુટા રાખી એજ પ્રમાણે કરતા રહ્યા. અને આ જગ્યામાં હાથ ઉઠાવવા એ દુઆ કરવા સમાન છે. મતલબ કે સુર્યાસ્ત સુધી ત્યાં રેહવું વાજેબ છે. જો સુર્યાસ્ત પેહેલાં અરફાતની હદથી નીકળી જશે તો દમ વાજેબ થશે પણ જો સુર્ય અસ્ત થયા પહેલાં પાછો હટીને આવશે તો દમ દેવું માથેથી ઉતરી જશે.

## મુજદલફામાં થોભવું.

ફરી સુર્ય ડુબવા પછી બે પહાડીની વચ્ચે જે માર્ગ છે ત્યાંથી ઇમામની સાથે મુજદલફામાં બારઓજથી જાય. અને જગ્યા વિશાળ હોય તો જરા જલદી ચાલે કે જેથી કોઇને ઇજા થાય નહીં. આ બે પહાડી અરફા તથા મુજદલફાની વચ્ચે છે. અને અરફાની મસજેદથી મુજદલફા ત્રણ માઇલ છે. ઇમામથી પેહેલાં અરફાથી જવું ન જોઇએ. પણ જો રાત થવા લાગે અને ઇમામ ચાલે નહીં, તો લોક ઇમામની રાહ જુએ નહીં. કેમકે તે સુંનતને તરક કરનાર છે. અને જ્યારે ઇમામ ચાલે ત્યારે ભીડને લીધે જરા થોભી જાએ તો કશો વાંધો નથી. જો વગર ઉજરે ઘણું થોભશે તો ગુન્હેગાર થશે. અને મુસ્તહબ છે કે મુજદલફાની પાસે પગે ચાલીને મુજદલફામાં દાખલ થાય. અને માર્ગમાં તલબિયા તથા અલ્લાહની યાદ દમપર દમ ઘણી કરતો રહે. અને

---

૧ અર્થ—અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી તે એકલો છે, તેનો કોઈ ભાગ્યો નથી, તેનોજ મુલક છે, અને તેનેજ માટે સર્વ સ્તુતી છે. ઓ અલ્લાહ ! તું મને હિદાયતના માર્ગ બતાવ અને તકવા (પરહેજગારી)ની સાથે મને સાફ કર અને આગલા પાછલામાં તું મને બખ્શ. ગુ. મો.

મુજદલફામાં લોકોથી અલગ તથા માર્ગમાં ઉતરવું નહીં જોઇએ. અને અસબાબ ઉતારવા પહેલાં મગરેબ, ઇશા બંનેને એક અજાન તથા એક ઈકામતથી ઇશાના વખતમાં પઢે. અને વચ્ચે સુંનત નફલ કંઇ પઢેનહીં, પણ મગરેબ, ઇશાની સુંનતો તથા વિત્રને ઇશાની નમાજ બાદ પઢે.

અને આ બંને નમાજોને ભેગી કરવાની શરત આ છે (૧) એહરામ હોય. (૨) અરફામાં પ્રથમ થોભેલો હોય. (૩) દસમી રાતે મુજદલફામાં હોય અને (૪) ઇશાનો વખત હોય, અને અહિંયા જમાઅત શરત નથી. જો મગરિબને કે ઇશાને અરફાતમાં કે માર્ગમાં પઢીને મુજદલફામાં આવે તો ફરીથી પઢવી જોઇએ. જો ફરીથી નહીં પઢશે ને ફજર થઇ જશે તો તેજ નમાજ હવે થઇ ગઇ. કજા કરવાની હવે જરૂર નથી. અને જો ઇશાથી પ્રથમ મુજદલફામાં આવશે તો જ્યાં સુધી ઇશાનો વખત થાય નહીં ત્યાં સુધી મગરેબને પઢે નહીં. જો માર્ગમાં બીક હોય કે મુજદલફામાં જતાં સુધી ફજર થઇ જશે તો માર્ગમાં મગરેબ, ઇશાને પઢવી દુરૂસ્ત છે. જો મુજદલફામાં ઇશાને ઇશાના વખતમાં મગરેબથી પ્રથમ પઢવામાં આવે તો મગરેબને પઢીને ઇશાને દોરવે. જો નહીં દોરવશે અને સુબ્હ થશે તો હવે ઇશા પણ દુરૂસ્ત થઇ. અને મુજદલફાની મગરેબની નમાજમાં નૈયત અદાની કરે કજાની નૈયત કરે નહીં. અને આ રાતમાં આખી રાત જાગવું મુસ્તહબ છે. ફરી તે મુજદલફામાં હોય કે બીજે કોઇ ઠેકાણે હોય. કારણ કે આ રાત કેટલાકના મત પ્રમાણે જુમઆની રાત તથા શબે કદરથી અફઝલ છે. વલ્લાહો આલમો (ખુદા સારી રીતે જાણે છે.)

ફરી ફજરની નમાઝ અંધારામાં પઢીને ઇમામની પાછળ પરંતુ તેની પાસે જેમ અરફાતના વર્ણનમાં કહ્યું છે તે પ્રમાણે તેમ થોભે.

અને આ થોભવાનો વખત ફજર નીકળવાથી તે સુર્ય નીકળવા સુધી છે અને આ થોભવું વાજેબ છે. અગર જો જરા સરખી વાર ગુજરવાની રૂએ મુજદલફામાંથી ચાલ્યો જાએ. મુજદલફાને મુજદલફા જાણે અથવા ન જાણે, વાજેબ અદા થશે. જેમકે અરફામાં લખાયું છે. પણ રોશની થવા સુધી થોભવું સુંનત છે અને મુજદલફામાં રાત રહેવી પણ સુંનત છે. અને આ જગ્યામાં દુરૂદ શરીફ, તકબીર, તહલીલ, ઇસ્તીગફાર, તલબિયા, અને ઝીકર ઘણા કરતો રહે. અને દુઆમાં દુઆની જેમ હાથ ઉપાડે.

અને વાદીએ મોહસ્સર જેમાં અસહાબે ફીલ ઉતરેલા તે જગ્યા સિવાય સગળું મુજદલફા થોભવાની જગ્યા છે. જો કોઈ વાદીએ મોહસ્સરમાં ઠેરશે તો તે ગણુતરીમાં આવશે નહીં.

## મુઝદલફાથી મિના જવું.

ફરી જ્યારે સુર્ય નીકળવામાં બે રકઅત જેટલી વાર હોય તો તલબિયા અને ઝીકર કરતો મિના તરફ ચાલે. જ્યારે બતને મોહસ્સરને કિનારે પુગે તો દોડીને નીકળી જાય. તે પછી જ્યારે પાનસો પીસતાલીસ ગજને છેટે આવે તો ફરી ધીમે ચાલે. એ વાદી માપમાં આટલીજ છે. અને આ વાદી ન મિનામાં દાખલ છે અને ન મુજદલફામાં, પણ બંનેની વચ્ચે જુદી હદ છે. જો કોઈ બીમારીને લીધે કે ભીડથી, નુકસાની કે હરજ થશે એવી બીકથી મુજદલફામાં થોભવાનું છોડી દે, વિશેષ કરીને સ્ત્રીઓ અંધારામાંજ ઇમામથી પહેલાં મિના ચાલ્યા જાય તો તેઓને કાંઇ આપવું પડશે નહીં. અને એવીજ રીતે બીજું કોઇ વાજેબ ઉજરને લીધે છોડાશે તો તેના ઉપર કાંઇ આપવું પડતું નથી. પણ જો બીમારીના ઉજરને લીધે કોઇ મના

કામ કરશે, તો તેની ગુન્હેગારી આપવી વાજેબ થશે. અને આ કાયદો કુલ્લીયા (સામાન્ય) છે.

## રમી એટલે કાંકરીઓ મારવી.

ફરી જ્યારે જમરએ અકબાની પાસે આવે કે જે મિનાની હદ ઉપર મક્કા તરફ લાગેલો છે અને એ મિનાની હદમાં નથી એને જમરતુલ કુબરા તથા જમરતુલ ઉખરા પણ કહે છે, તો તેમાં સાત કાંકરીયો મારે. અને આ કાંકરી મારવાને રમી કહે છે. અને આજના દીવસની તથા આવતા દીવસોની રમી કરવી વાજેબ છે. અને મુસ્તહબ છે કે આ કાંકરીઓ મુજદલફાથી લાવે, જો બીજે કોઇ ઠેકાણેથી ઉઠાવશે અથવા માર્ગમાંથી લેશે તો પણ દુરૂસ્ત છે. પણ જમરાની પાસેની કાંકરીઓ ઉઠાવે નહીં; કેમકે તે ધીક્કારાયલી છે. હદીસ શરીફમાં છે કે જેની હજ્જ કબુલ થાય છે તેની કાંકરીઓ ઉપાડી લેવાય છે. અને જે કાંકરીઓ જમરાની પાસે પડી રહે છે, તે નહીં કબુલ થયલી હજ્જની હોય છે. જો તેને ઉઠાવી કોઇ રમી કરશે તો પણ કરાહતે તનઝીહીની સાથે દુરૂસ્ત થશે. અને બાકીની ત્રેસઠ કાંકરીઓ ઉપાડી જે બીજા દીવસોમાં મારવાની છે તેને મુઝદલફાથી લાવવી મુસ્તહબ નથી, જયાંથી ચાહે લ્યે. પણ જમરા પાસેની લ્યે નહીં. અને જો એક મોટો પત્થર તોડીને કાંકરીઓ બનાવશે તો એ મકરૂહ છે, અને આ રમીનો વખત દસમીની ફજર નીકળવાથી તે અગ્યારમી રાતની છેવટ સુધી છે. જો અગ્યારમીની ફજર થઇ ગઇ, અને રમી કરી નથી તો દમ આપવો પડશે, અને દસમીની ફજર નીકલવા પહેલાં રમી કરવી સહી નથી. અને આ રમીનો મસનુન વખત આફતાબ નીકળવાથી તે સુર્ય નમવા સુધી છે. અને સુર્ય નમવાથી

તે ડુબવા સુધી મુબાહ વખત છે. અને ડુબવા પછી મકરૂહ છે. અને દસમીની ફજર થયા પછી અને સુર્ય નીકલ્યા પહેલાં પણ મકરૂહ છે, પણ જો ઝઇફો અને બીમારો ભીડને લીધે સવેળા આવીને રમી કરી લે તો મકરૂહ નથી. અને ખાતરીપુર્વક નાપાક કાંકરીઓથી રમી કરવી મકરૂહ છે. પણ જો શક હોય કે કદાપી નાપાક હશે તો કાંઈ વહમ કરે નહીં. પણ મુસ્તહબ છે કે તેને ધોએ કે જેથી તે ખાતરીપુર્વક પાક થાય. અને રમી કરવા પત્થર, માટીના ઢેલા, ગારાના ગોલા, ગેરૂ ચુનો, હરતાલ, સુરમો, ધુલ અને રેતથી દુરૂસ્ત છે. પણ એક મુઠી એક કાંકરીની ગણુતરીમાં થશે, અને લાકડી, અંબર, મોતી, સોના, ચાંદી, ફેરોજા, યાકુત, અને લીંડીથી દુરૂસ્ત નથી. જો સાત કાંકરીથી વધારે રમી કરશે તો મકરૂહ છે, અને કમતી કરશે તો બસ થશે નહીં પણ સાત પુરી કરવી વાજેબ થશે. અને નહીં તો ગુન્હગારી આપવી પડશે. અને ગુન્હગારીની તફસીલ જીનાયાતની જુદી ફસલમાં આવશે.

અને લગાતાર એટલે એક પછી એક કાંકરી મારવી સુન્નત છે, વાજેબ નથી. અને નીચી જગ્યામાં ઉભા રહીને કાંકરી મારે ઉપરની તરફથી મકરૂહે તનજીહી છે. અને રમી કરનાર તથા જમરાની વચ્ચે પાંચ હાથથી ઓછો અંતર ન હોય, એથી ઓછો મકરૂહ છે. વધારેનો કાંઈ ડર નથી, પણ કાંકરીને હાથથી જમરા ઉપર મુકે તો દુરૂસ્ત નથી અને મુખ્તાર મત પ્રમાણે કાંકરી ચોલાના જેટલી થવી મુસ્તહબ છે. જો મોટા ઠલ્યા જેટલી કે મોટી પત્થરી લેશે તે પણ દુરસ્ત છે. પણ મોટા પત્થરથી મકરૂહ છે. અને કાંકરીને કોઈપણ રીતે પકડી ફેંકવું દુરૂસ્ત છે. પણ મુસ્તહબ આ છે કે અંગુઠા અને કલેમાની આંગળીના કીનારાથી પકડીને મારે, આ રીતને સહી તથા ચાલુ રાખી છે, અને

કેટલાકોએ દસની ગણુતરી[1] પ્રમાણે અને કેટલાકોએ સિત્તેરની ગણુતરી પ્રમાણે અંગુઠાના નખ ઉપર કાંકરી મૂકીને ફેંકવી મુસ્તહબ કહી છે. અને રમી કરતી વેળા મિનાને જમણે અને કાબાને ડાબે રાખીને **અલ્લાહો અકબર** કહીને એક એક કાંકરી મારે. અને દરેક કાંકરીની સાથે તકબીર કહે જો એકઠી કાંકરી ફેંકશે તો એક કાંકરીની ગણત્રીમાં આવશે અને જો તકબીરની જગ્યા **સુબ્હાન-લ્લાહ** અથવા **લાએલાહ ઈલ્લ-લ્લાહ** કેહશે તો પણ દુરસ્ત છે. અને હદીસ શરીફમાં તકબીરની સાથે આ દુઆ આવેલી છે. **અલ્લાહુમ્મ-જઅલહો હજ્જં મબરૂરં વ ઝંબં મગફુરં**[2] કાંકરી જો જમરાને નહીં લાગે અને તેની પાસે પડે તો પણ દુરસ્ત છે. પણ જો દુર પડે તો દુરસ્ત નથી. ત્રણ હાથ એ દુરની ગણત્રીમાં છે અને એથી કમ તે પાસેની ગણત્રીમાં છે. જો કોઈ કાંકરી ફેંકે અને કોઈ આદમી અથવા જાનવરની કમર ઉપર પડે ફરી જો તે કાંકરી આપોઆપ કમર ઉપરથી ગબડીને જમરાની પાસે પડશે તો દુરસ્ત છે. અને જો તે દૂર પડશે તો તેની ગણુતરી નથી. અને જો તે કાંકરી

૧ હાંથની આંગળીઓ પર એક રીતની ગણત્રી થાય છે જેને "અકદે અનામેલ" કહે છે એમાં કલેમાની આંગળીના નખના સિરાને અંગુઠાના પહેલા જોડ ઉપર એવી રીતે મુકે કે બે આંગળીઓની વચ્ચે ગોલાકાર થાય એ દશની નિશાની છે. અને અંગુઠાના નખ ઉપર કલેમાની આંગળીના અંદરના તરફના પેહેલા તથા બીજા જોડને મુકવું એ સિત્તેરની નીશાની છે. ગુ. મો.

૨ અર્થ—-ઓ અલ્લાહ! તું એ હજ્જને મકબુલ હજ્જ કર અને ગુન્હને બખશેલા કર" હજ્જ મબરૂર તે હજ્જ છે કે જેમાં ગુનાહની કોઈ ચીજ લાગેલી ન હોય. ગુ. મો.

આપોઆપ નહી પડે પણ જાનવરના હલવાથી પડે કે નજીક પડે તો પણ માતબર નથી, એ કાંકરીને ફરી ફેંકે અને જો શક હોય કે તે આપોઆપ પડી છે અથવા જાનવરની હરકતથી પડી છે તો એહતેયાતને માટે તેને ફરી મારે અને પહેલી કાંકરીને સાથેજ તલબિયા બંધ કરે મુફરેદ હોય કે કારેન હોય કે મોતમત્તેઅ હોય હજ્જ ફાસિદ હોય કે સહી હોય, જો કોઇએ રમીથી પ્રથમ માથું મુડાવ્યું અથવા તવાફને રમી, બોડાવવા, અને ઝુબ્હ કરવા કરતાં પેહેલા કર્યો તોએ તલબિયાને બંધ કરે. અને જો કોઈ એ સુર્ય ઢલવા સુધી રમી નહીં કરી તો તે જ્યાં સુધી રમી નહીં કરે તલબિયાને બંધ કરે નહીં. પણ જો આફતાબ ડુબે અને રમી કરી ન હોય તો બંધ કરે. જો રમી કરતાં પહેલાં ઝુબ્હ કર્યું તો મુફરિદ તલબિયાને બંધ કરે નહિ, પણ કારેન તથા મોતમત્તે બંધ કરે. ફરી રમી કર્યા બાદ અત્રે થોભે નહીં પણ પોતાને ઠેકાણે મિનામાં ચાલ્યો જાય. કેમકે એ દીવસે એ જમરા વગર બીજા જમરાની રમી નથી.

## વાળ કતરાવવા કે બોડાવવા.

ફરી રમી કર્યા બાદ ઝુબ્હ કરે. અને ઝુબ્હ કરવું મુફરેદને મુસ્તહબ છે, વાજેબ નથી. કુરબાની અથવા બીજું કોઇ તરેહનું ઝુબ્હ જે કંઇ કરે તે રમી પછી કરે. ઝુબ્હ કર્યા પછી માથું બોડાવે અથવા આંગળીના એક ટેરવા જેટલાં વાળ કતરાવે માથાનું ચોથાઈ બોડાવવું અથવા ચોથાઇ માથાના વાળ કતરાવવા વાજેબ છે. અને આખુ માથું કતરાવવું મુસ્તહબ છે. અને એક ટેરવાથી ઓછાં લે નહીં પણ વધારે લે. કારણ કે કેટલાક વાળ નાલ્લાં અને કેટલાંક મોટા હોય છે. જો વધારે લેશે તો નાલ્લા વાળ પણ ટેરવા જેટલાં કપાશે. અને વાળ

કતરાવવા કરતાં બોડાવવા બેહતર છે. જો બોડાવવા વિષે કંઈ ઊજર હોય જેમકે અસતરો હાજર હોય નહીં અથવા બોડનાર હોય નહીં અથવા બોડાવવાથી નુકસાન થતું હોય તો કતરાવવુંજ ખાસ વાજેબ થશે; જો કતરાઈ શકાય નહીં દાખલા તરીકે વાળ નાલ્લાં હોવાને લીધે ત્યારે તો બોડાવવુંજ ખાસ વાજેબ થશે. અને જો ચુનો અથવા બીજી કોઇ ચીજથી વાળ દુર કરશે અથવા તૂટશે અથવા લડતાં નીકળી જશે તો પણ બસ થશે. નયત કરીને કહાડવાં જરૂર નથી. પ્રથમ જમણી તરફના બોડાવવા મુસ્તહબ છે. અને ગંજા માથા ઉપર તથા જખમી માથા ઉપર અસતરો ફેરવવો વાજેબ છે. પણ જો જખમોને લીધે અસતરો ફેરવી નહીં શકાતો હોય તો વાજેબ રહેતું નથી. અને મુડાવનારના જેવો હલાલ થાય છે. પણ બેહતર આ છે કે એવો માણસ અય્યામે નહરની છેવટ એટલે બારમી તારીખ સુધી હલાલ થાય નહીં. અને મુડાવા કે કતરાવા બાદ મુછો તથા નખ કતરાવવા પણ મુસ્તહબ છે. પણ જો માથું બોડાવવા પ્રથમ કતરાવશે અથવા ખુશબો લગાડશે તો ગુન્હગારી આપવી વાજેબ થશે. અને સ્ત્રીને બોડાવવું હરામ છે. માથાની ચોથાઈ એક ટેરવા જેટલાં કતરાવે. અને આખા માથાના વાળ કતરાવવા મુસ્તહબ છે. જો જંગલમાં બોડાવવાનો કે કતરાવવાનો હથીયાર નહીં મળે તો આ ઉજર ગણતરીનો નથી જ્યાં સુધી બોડાવશે કે કતરાવશે નહીં ત્યાં સુધી હલાલ થશે નહીં ફરી જ્યારે બોડાવશે કે કતરાવશે તો એહરામને લીધે જે કંઈ વસ્તુ મના થઇ હતી તે સર્વ હલાલ થશે, પણ સ્ત્રી તે પર હલાલ થતી નથી.

## તવાફે ઝિયારત

ફરી મક્કા શરીફ જાય ને બૈતુલ્લાહનો તવાફ કરે. આ તવાફનું

નામ તવાફે રૂકન તથા તવાફે ઝિયારત છે. અને આ હજ્જનું ત્રીજું ફરઝ છે. અને આ તવાફમાં પણ તવાફની નૈયત કરવી ફરઝ છે. આ તવાફમાં ચાર શોત ફરઝ છે. અને સાત પુરા કરવા વાજેબ છે. અને જો ચાલી શકતો હોય તો પૈદલ કરવો; જમણે તરફથી શરૂ કરવો અને વોજુથી પાક રેહવું, શરમગાહ ઢાંકવી (સતરે ઓરત કરવી) અને અૈયામે નહરમાં કરવો એ પણ આ તવાફમાં વાજેબ છે. અને આ તરતીબ (અનુક્રમ) કે રમી તથા બોડાવવું પછી તવાફ કરવો એ સુંનત છે. અને આ તવાફ પોતે કરવો ફરઝ છે. અગર જો કોઈની બાંધે હોય ત્યારે એમાં કોઈને નાએબ બનાવવો દુરસ્ત નથી. પણ જો બેહોશ હોય તો નાએબ કરવો પણ દુરસ્ત છે. અને તવાફને ફાસેદ કરનાર કોઈ વસ્તુ નથી અને ન એ મરવા સુધી કઝા થાય છે. અને ન એનો બદલો આપેથી એ અદા થાય છે પણ જો અરફામાં થોભ્યાં પછી મરી જાય અને તે વસીયત કરી જાય કે મારી હજ્જ પુરી કરાવશો તો ગાય અથવા ઉંટ ઝુબ્હ કરવું વાજેબ થશે. અને હજ્જ પુરી થશે. અને એનો પ્રથમ વખત દસમી તારીખના સુબ્હ નીકળવાથી છે પછી દસમી તારીખમાં અદા કરવો અફઝલ છે. અને આવી રીતે અદા કરવો બેહતર છે, કે દસમીની જોહર મક્કામાં પઢે. નબી સાહેબે (સલ૦) એવીજ રીતે કર્યો છે. અને જો મિનામાં જુમઆ થતી હોય તો મિનામાં જુમઆ પઢે. અને આ તવાફ આખરી ઉંમર સુધી સહી થાય છે જો વગર અદા કરે મરશે તો વસીયત કરવી વાજેબ થશે, અને ઢીલ કરવાનો ગુન્હો માથે રહેશે. જો સઈને તવાફે કોદુમની સાથે કરી હશે તો આ તવાફમાં રમલ, ઇદતેબાઅ કરે નહીં અને સઇ પણ કરે નહીં. જો સઈ કરી હશે અને રમલ

તથા ઇદતેબાઅને જાણી બુઝીને કે ભુલથી છોડયાં હશે તો પણ રમલ, ઇદતેબાઅ કરે નહીં. અને તવાફે કોદુમની સઈ કરી નહોય તો હવે આ તવાફની સાથે પ્રથમ ત્રણ શોતમાં રમલ કરે ફરી સઇ કરે, પણ ઇદતેબાઅ આ તવાફમાં તદન નથી. અને જો તવાફે કોદુમમાં રમલ કરી હશે અને સઇ કરી નહશે તો હવે આ તવાફમાં રમલ કરવી જોઇએ. જો કોઇએ હજ્જનો એહરામ બાંધીને હજ્જના મહીના પહેલાં તવાફે કોદુમ અને સઈ કરી હશે તો તવાફે કોદુમ મકરૂહે તહરીમાંની સાથે અદા થશે, પણ સઈ ફરીથી કરવી વાજેબ છે. અને જે કોઈ તવાફે કોદુમ જનાબતની હાલતમાં કરે અને રમલ તથા સઈ પણ કરે તો હવે સઈ ફરીથી કરવી વાજેબ છે. અને રમલ ફરી કરવી સુનત છે. અને જો વગર વોજુએ કર્યો હશે તો ફરીથી સઇ કરવી મુસ્તહબ છે. મતલબ કે જ્યારે ફરજ તવાફ કરી રહેશે તો હવે સ્ત્રી પણ હલાલ થશે. જો આ તવાફને વર્ષો સુધી નહીં કરશે તો તેના અદા કર્યા સુધી ઓરત એને હલાલ થવાની નહીં. અને આ સમજવું જોઈએ કે હલાલ કરનાર તે માથું મુડાવવું છે, તવાફ કરવો નથી; તો જો કોઈ તવાફને માથું મુડાવવા કરતા પ્રથમ કરશે તો એહરામમાં મના થયલી કોઈ ચીજ પણ હલાલ થશે નહીં. જો તવાફે ઝિયારત નહીં કરશે અને ઐયામે નહર વીતી જશે તો દમ આપવો વાજેબ થશે, અને જે સ્ત્રી હેજથી પાક થઈ હોય અને બારમી તારીખના સુર્યાસ્તમાં આટલીવાર છે, કે ગુસલ કરીને મસ્જીદમાં જઇને તવાફના ચાર શોત કરી શકે છે, અને એ સ્ત્રીએ કર્યા નથી તો તે દમ આપશે. અને જો આટલો વખત ન હોય તો કશી હરકત નથી. તથા કાંઇ આપવું પડતું નથી. અને જો કોઇ સ્ત્રી જાણતી હોય કે હેજ આવનાર છે અને હેજ આવ્યા

પહેલાં તવાફે ઝિયારતના ચાર શૌત કરી શકે છે પણ કર્યા નહીં અને ફરી એયામે નહર બાદ હેજથી પવિત્ર થઈ તો પણ પોતાની સુસ્તીને લીધે દમ આપશે.

ફરી તવાફે ઝિયારત પછી તવાફનો દોગાનો પઢીને મિનામાં પાછો આવે અને મિનામાં રાત રહે, એ સુનંત છે. અને એનું તરક કરવું મકરૂહ છે. ફરી અગ્યારમીએ ઝવાલ પછી ત્રણે જમરાને સાત સાત કાંકરી મારે. અને સુન્નત આવી રીતે છે કે પ્રથમ પહેલા જમરાની રમી કરે કે જે મસ્જિદે ખૈફની પાસે છે ફરી વચલાની. ફરી પાછલાની રમી કરે. જો કોઈ વચલાની અને પાછલાની રમી પ્રથમ કરશે અને પહેલાની પાછલ કરશે તો વચલાની તથા પાછલાની રમી ફરીથી કરવી સુન્નત છે કે જેથી મસનુન તરતીબ અદા થાય. અને રમીમાં એક પછી એક સાથે કાંકરીયો મારે, અને દરેક કાંકરીની સાથે **બિસ્મીલ્લાહે અલ્લાહો અકબર** કહે. અને પહેલા જમરાની રમી કરીને જરા આગળ વધીને નરમ જમીનમાં કિબલા રૂખ ઉભા રહી હાથ ઉઠાવીને દોઆ કરે. અને આ જગ્યા દોઆની જેમ હાથ ઉઠાવવાના છે. અથવા ખભા સુધી હાથોને ઉઠાવી બંને હાથની હથેલીને કિબલા રૂખ રાખે. અને સુરા બકર જેટલું અથવા પોણા સીપારા જેટલું અથવા વીસ આયત જેટલું આ ત્રણેમાંથી જેટલું થઈ શકે તેટલું થોભે અને તકબીર, તહલીલ, તમજીદ, તસબીહ, ઈસ્તીગફાર, દોરૂદ શરીફ, અને દોઆ કરતો રહે. ફરી વચલાને એવીજ રીતે રમી કરે અને જરા ડાબી તરફ થઇને નરમ જમીનમાં કિબલા રૂખ ઉભો રહીને તેટલીવારમાં ઝિકર કરતો રહે. ફરી પાછલાની તેવીજ રીતે રમી કરે પણ તે પછી ઉભો રહે નહીં. અને સર્વ જમરાની રમી પગે કરવી બેહતર છે. અને આ

મત ફ્લહુલ કદીરવાળા ( રહે. ) નો પસંદ કરેલો છે. ફરી બારમી તારીખે ઝવાલ પછી એવીજ રીતે ત્રણે જમરાની રમી કરે. અને મજકુર સર્વ બાબતોની સંભાળ રાખે. ફરી તેરમીના પણ ઝવાલ પછી એવીજ રીતે ત્રણેની રમી કરે. જો તેરમી તારીખે ઝવાલથી પહેલાં રમી કરશે તો દુરૂસ્ત છે પણ મકરૂહ તનઝીહી છે, પણ અગ્યારમી અને બારમીના તો ઝવાલ પહેલાં દુરૂસ્તજ નથી. અને જ્યારે અગ્યારમીનો સુર્ય ડુબે તો ફરી બારમીના સુબ્હ નીકળવા સુધી મકરૂહ વખત છે જો બારમીની સુબ્હ નીકળશે તો અગ્યારમીની રમી કઝા થશે. એ રમીને પણ બારમીની રમીની સાથે કઝા કરે અને ગુન્હગારી આપે. અને બારમીનો પણ એવોજ હાલ છે. પણ જ્યારે તેરમીનો સુર્ય ડુબશે તો હવે રમીનો વખત રેહતો નથી. ન તો કઝાનો અને ન અદાનો પણ દમ આપવો વાજેબ થશે.

મતલબ કે તેરમીના સુર્યાસ્તથી પહેલાં જેટલા દિવસની રમી કરવી રહી ગઈ હોય તેની કઝા કરે. સુર્યાસ્ત પછી તે દીવસની કઝા થઈ શકિત નથી.

જો કોઈ બારમીની રમી કરીને બારમીના સુર્યાસ્ત પહેલાં મિનાથી ચાલ્યો આવે તો તેને માથે તેરમીની રમી વાજેબ નથી. અને વગર કરાહતે આ ચાલ્યું આવવું દુરૂસ્ત છે. અને બારમીના સુર્યાસ્ત પછી તેરમીની ફજર પહેલાં આવવું કરાહીયતની સાથે દુરૂસ્ત છે અને તેરમીની રમી કરવી વાજેબ નથી. પણ જો તેરમીની ફજર મીનામાં થઈ હોય તો હવે તેરમીની રમી વાજેબ થશે જો વગર કરે ચાલ્યો જશે તો દમ વાજેબ થશે. અને એમાં મક્કાવાળા અને બહારવાળા સર્વ બરાબર છે. જો કોઈ આ દીવસોમાં અસબાબ મક્કામાં મોકલશે

અને પોતે મિનામાં રેહશે અથવા મિનામાં અસબાબ મુકીને અરફાત ઉપર જશે તો મકરૂહ છે. પણ બહરૂ-ર્રાએકવાળા સાહેબે (રહ.) લખ્યું છે કે જો અસબાબની બાબતમાં અમન હોય અને તે તરફ દીલ લાગતું ન હોય તો મકરૂહ નથી. કારણ કે આ કરાહીયત દિલ લાગવાને લીધે છે. એવીજ રીતે પોતાની કોઈ ચીજને નમાઝમાં અથવા કોઇ ઇબાદતમાં પાછલ રાખવી જો તેમાં દિલ લાગેલું રહે તો મકરૂહ છે. કારણ કે ઇબાદતમાં દિલ ફારેગ જોઇએ. અને મિનામાં રહેવું અને તેરમીની રમી કરવી બેહતર છે.

## પાછા મક્કામાં.

ફરી જ્યારે મક્કામાં આવે તો સુંનત છે કે મોહસ્સબ કે જે મક્કાના કીનારા ઉપર છે ત્યાં જરા વાર પણ થોભીને દોઆ કરે. પણ પૂરી સુંનત આ છે કે ઝોહર, અસર, મગરેબ અને ઇશા ત્યાં પઢે અને ફરી જરા સુઈ જાએ ને ફરી મક્કામાં આવે.

## તવાફે સદર.

ફરી જ્યારે સફરનો ઇરાદો કરે તો રમલ તથા સઈ વગર સાત શોત તવાફ કરે. પણ જો પહેલાં સઈ કરી ન હોય તો હવે રમલ તથા સઈ પણ કરે, કારણ કે સઈને માટે વખત નીમાયલો નથી. અને આ તવાફ બહારવાળાઓના હકમાં વાજેબ છે. જો વગર કરે જશે તો જ્યાં સુધી મિકાતથી નીકળો નથી. પાછા આવવું અને તવાફે સદર કરવો વાજેબ છે. પણ જો મિકાત છોડી ગયો તો હવે અખ્તીયાર છે, ચાહે તો ઝુબ્હ કરે અને આ બેહતર છે. કેમકે એમાં ફકીરોનો લાભ છે, અને ચાહે તો ઉમરાનો એહરામ બાંધીને આવે; પ્રથમ ઉમરો કરે. ફરી તવાફે સદર કરીને ચાલ્યો જાય. અને આ ઢીલ કરવાને લીધે કંઇ

આપવું પડતું નથી. પણ વગર એહરામે આવે નહીં. કારણ કે જ્યારે મિકાતથી નીકળી ગયો તો હવે મક્કામાં વગર એહરામે આવવું હરામ છે. અને આ તવાફનો પ્રથમ વખત તવાફે ઝિયારત પછીથી છે, જો સફરનો કસદ હોય તો, ફરી જો સફરનો ઈરાદો કરીને તવાફે સદર કર્યો અને ફરી રહી ગયો તો તવાફે સદર અદા થઈ ગયો. અને એનો આખર વખત ઠેરવાયલો નથી જ્યારે ચાહે કરે અગર જો વર્ષ દીવસ મક્કામાં રહે, પણ મુસ્તહબ આ છે કે જયારે મક્કાથી ચાલવા લાગે ત્યારે આ તવાફ કરીને જાય, કે જેથી બૈતુલ્લાહ સાથે છેલ્લો વખત થાય, અને તવાફ કર્યા બાદ રહી ગયો હોય તો પણ જતી વખત ફરી તવાફ કરવો મુસ્તહબ છે. અને જે કોઈ મક્કામાં અથવા મક્કાની આસપાસ મીકાતની અંદર બારમી જીલહજથી પહેલાં ઘર કરીને દેશ બનાવવા (વતન કરવા)ની નય્યત કરશે તો તેના જીમ્માથી આ તવાફ સાકિત થશે (પડી જશે) પણ જો બારમી તારીખે કે તે પછી વતન કરવાની નય્યત કરશે તો એ તવાફ કરવો પડશે. પણ આ તવાફનું કરવું વતન બનાવનારને, મક્કાવાળાને અને મિકાત અંદર રહેનારાને પણ મુસ્તહબ છે. અને વતન કર્યા પછી જવા લાગે તો તેને તવાફે સદર કરવો પડતો નથી જેમકે મક્કાવાળો કોઈ જગ્યા જાય તો તે પર વાજેબ થતો નથી. અને જો કોઈ મક્કામાં રહેવાની નય્યત કરે પણ તેને વતન કરવાની નૈયત કરે નહીં તો તે વર્ષો સુધી રહે તો એ તવાફે સદર તેને માથેથી જતો નથી.

હવે સમજવું જોઈએ કે તવાફમાં ફક્ત તવાફની નૈયત કરવી બસ છે. મુકર્રર કરવાની કે ફલાણો તવાફ હું કરૂં છું એ જરૂર નથી. જો કોઇ મક્કામાં દાખલ થતી વખતે તવાફ કરશે અને તવાફે કાદુમની

નૈયત નહીં કરશે તો પણ તવાફે કોદુમ અદા થશે, અને ઐયામે નહરમાં નફલ તવાફ કરશે તો તવાફે સદર અદા થશે. જો સફરના ઈરાદા વખતે નફલ તવાફ કરશે તો તવાફે સદર અદા થશે.

ફરી તવાફે સદર બાદ તવાફનો દુઆનો પઢીને કિબલા રૂખ થઈને ખુબ પેટ ભરીને ઝમઝમને કેટલાક સાંસથી પીએ. અને દરેક સાંસે બૈતુલ્લાહની તરફ જુએ અને ઝમઝમને ચેહરા, માથા અને બદન ઉપર મસલે. અને જો થઈ શકે તો બદન ઉપર પણ રેડે. ફરી દેહલીજને કે જે જમીનથી ઉંચી છે તેને બોસો આપે અને છાતી તથા જમણા ગાલને મુલતજમથી લગાડીને જમણો હાથ ઉપર ઉંચકીને બૈતુલ્લાહનો પરદો પકડે. જાણે કોઇ જલીલ ગુલામ પોતાના મૌલાના કપડાં પકડે છે. અને જો પરદા સુધી હાથ પુગે નહીં તો બંને હાથને માથા ઉપર સીધા ઉભા રહીને પહોળા રાખે. મતલબ કે જેવી રીતે થઈ શકે ઘડી ઘડી અત્રે તકબીર, તહલીલ, દોરૂદ, અને ઇસ્તીગફાર કરે. અને રડીને ઘણાજ ખુદાના ખોફથી ઘણી કોશીશથી ઘણી દોઆ કરે. અને ઘણોજ રડે. જો રડવું ન આવે તો મેહનતથી પણ રડવું લાવે. ફરી હજરે અસ્વદનો ઇસ્તીલામ કરીને ઉલટા બૈતુલ્લાહને દેખી રડતો ત્યાંથી ફરે, તે એટલાં સુધી કે મસજીદથી બહાર આવે. વલ્લાહો આલમ.

## ફસલ સમાપ્તિ

જે શખ્સ મક્કામાં ન આવ્યો અને બારોબાર અરફાત ઉપર ગયો તો તેને માથે તવાફે કોદુમ રહયો નથી. પણ સુન્નત છોડવાને લીધે ગુન્હો થશે. અને અરફાનો વખત નવમી તારીખના સુર્ય નમવા પછીથી તે દસમી તારીખની ફજર હોવા સુધી છે. જો આ દરમીયાન

જરાવાર પણ અરફાતમાં આવશે અગર જો સુતો સુતો ગુજરશે અથવા બેહોશીમાં અથવા દોડતો તોપણ અરફાતનું ઉભું રેહવું અદા થશે. જો કોઈ અરફાતમાં બેહોશ થયો હોય અને એહરામ બાંધ્યુ ન હોય તો જો બીજો કોઈ તેના તરફથી હજ્જનું એહરામ બાંધશે તો તેનું થોભવું દુરસ્ત થશે. અને બીજાનું તેના તરફથી એહરામ બાંધવું એટલા માટે શરત છે, કે અરફાતમાં ઠેરવું વગર એહરામે માતબર નથી. અને જો કે હજ્જની નૈયત તેની હતી કારણ કે તે હજ્જને માટે આવેલો હતો તો નાએબ થવું થઈ શકે છે. અને બેહોશીવાળાની તરફથી નૈયત કરીને તલબિયા કહે તો તે એહરામવાળો થશે અને તેના કપડાં કહાડવાની કંઈ જરૂર નથી. અને બેહોશીવાળાથી કોઇ કામ એહરામમાં મના થયલું થશે તો તેનો બદલો બેહોશીવાળાને આપવો પડશે. અને બેહોશ તરફથી એહરામ બાંધનારો એહરામ બાંધેલો હોય તો પણ તેના તરફથી એહરામ થઈ શકે. અને જે કોઈ બેહોશના તરફથી એહરામ બાંધશે અને પોતે પણ એહરામવાળો હશે તેનાથી જો કોઈ મનાઈ કામ થશે તો તેને એક ગુન્હગારી આપવી પડશે. ફરી બેહોશ જ્યારે હોશમાં આવે તો બાકીના કામો પોતે અદા કરે. અને જો તેની બેહોશી ચાલ્યાજ કરે તો જેણે તેના તરફથી એહરામ બાંધ્યું હતું તે તેના તરફથી બાકીના કામો કરે. બેહોશને તવાફ વગેરેમાં લઇ જવાની કંઈ જરૂર નથી. પણ તે શખ્સ પોતાને માટે તવાફ, સઈ બીજી કરે, એક કામ બંનેને માટે બસ નથી. અને જો એહરામ બાંધ્યા પછી બેહોશ થયો હોય ત્યારે તો તેને અરફાતમાં અને તવાફ વગેરે હાજર થવાની જગ્યામાં લઇને ફરવું જોઇએ. અને જ્યારે તેને ઉઠાવીને તવાફ કરે તો તેના ઉઠાવનારને તવાફની

નૈયત કરવી શરત છે એક તવાફ બંનેના તરફથી બસ થશે, અને જો એહરામ બાંધ્યા પછી ગાંડો થાય તો તેનો સાથી તેને સાથે લઇને હજ્જના કામો કરે. અને એવીજ રીતે જો એહરામ પહેલાં ગાંડો થયો હોય તો તેના તરફથી એહરામ બાંધીને તેને સાથે લઇને હજ્જના કામો કરે. અને વગર સમજવાળા બચ્ચાના તરફથી તેનો વાલી એહરામ બાંધે અને સમજદાર છોકરૂં બાલેગોની જેમ સર્વ કામ કરે. અને જે માણસથી અરફાતમાં થોભવું નહીં બન્યું તેની હજ્જ તે વર્ષે જતી રહી. હવે તે શખ્સ જો મુફરેદ છે, તો તવાફ અને સઇ કરી માથું બોડાવીને હલાલ થાય અને આવતા વર્ષે હજ્જ અદા કરે. અને તેને દમ આપવો પડતો નથી. અને જો તે કારેન છે. અને તે ઉમરો અદા કરી ચુકયો હતો તો તે મુફરેદની જેમ તવાફ, સઈ કરીને હલાલ થાય. અને જો ઉમરો પણ અદા કર્યો નથી તો પ્રથમ ઉમરો અદા કરે ફરી બીજો તવાફ તથા સઈ કરીને હલાલ થાય. અને કેરાનનો દમ તેને માથે રહ્યો નથી. અને જો તે તમત્તોઅ કરનાર છે, તો તેનો તમત્તોઅ બાતેલ થયો ફરી આવતા વર્ષે હજ્જ કરી લ્યે.

અને સ્ત્રી મરદની જેમ હજ કરે પણ માથાને ખોલે નહીં, ચેહરાને ખુલ્લો રાખે. અને જરૂર કપડું ચેહરા ઉપર એવી રીતે લટકાવે કે કપડું ચેહરાને લાગે નહીં. એવું પારકા પુરૂષ આગળ વાજેબ છે અને નહીં તો મુસ્તહબ છે. અને તે તલબિયા જોરથી કહે નહીં. પણ તે એવી રીતે કહે કે પોતેજ સાંભળે. અને તે રમલ તથા ઇદતેબાઅ કરે નહીં. અને સઇ કરતાં બે નિશાનીઓની વચ્ચે તે દોડે નહીં પણ તે પોતાની ચાલ ઉપર ચાલે. અને તે બોડાવે નહીં

પણ કતરાવે અને તે સીવેલું કપડું પહેરેલું રાખે. પણ તે જાફરાન કે કોસંબાથી રંગેલું હોય નહીં. જો એથી રંગેલું હોય તો ધુવે. અને મોજા તથા ઘરેણું પેહરી રાખે અને હાથના મોજા પહેરવા દુરસ્ત છે, પણ તેનું છોડવું બેહતર છે. અને ભીડમાં હજરે અસવદની પાસે તથા સફા મરવા ઉપર જાય નહીં. અને તવાફનો દુગાનો ભીડ વાળા મકામે ઇબરાહીમ પાસે પઢે નહીં. અને ખુનસો સ્ત્રીની જેમ હજ્જ કરે. અને હજ્જના કોઇ કામને હેજ રોકતું નથી અને હેજમાં તવાફ કરે નહીં. અને જો હેજના ઉજરથી તવાફ ઝિયારતને અયામે નહર પછી કરશે તો કંઈ વાંધો નથી. અને દમ વાજેબ થતો નથી. અને જો તેણીએ તવાફ કોદુમની સાથે સઈ કરી ન હોય તો સઇને પણ રેહવા દે, પવિત્ર થયા પછી તવાફની સાથે કરે. અને જેને એહરામથી પહેલાં હેજ આવ્યું હોય તો તે નહાઈને એહરામ બાંધે. અને આ નહાવું સુથરાઇ માટે છે. અને તવાફ તથા સઇ સિવાઇ સર્વ કંઈ કરે. અને જો અરફાતમાં થોભવા પછી તથા તવાફ ઝિયારત પછી હેજ આવે તો તવાફે સદર તેણીને માથે રહેતો નથી અને દમ પણ વાજેબ થતો નથી. પણ જો થોભે અને પવિત્ર થઈતવાફ સદર કરીને જાય તો બેહતર છે. અને નિફાસ સર્વ મસલામાં હેજના સરખું છે.

## કઇ કઇ જગ્યાએ દુઆ કબુલ થાય છે.

મક્કામાં કેટલીક જગ્યા છે જ્યાં દુઆ કબુલ થાય છે. હઝરત હસન બસરીએ (રહ) પોતાના પત્રમાં કે જે તેવણે મક્કાવાળાઓ ઉપર લખ્યો હતો તેમાં તે જગ્યાઓ લખી છે. તે આ છે. (૧) મતાફમાં એટલે જ્યાં તવાફ કરે છે. (૨) મુલતજમની પાસે (૩) બૈતુલ્લાહની અંદર (૪) મીઝાબની નીચે. (૫) મકામે ઇબિરાહીમની

પાછળ. ( ૬ ) ઝમઝમની પાસે. ( ૭–૮ ) સફા તથા મરવા ઉપર ( ૯ ) સઈની જગ્યા ( ૧૦ ) મિનાની જગ્યામાં ( ૧૧ ) અરફાત ઉપર ( ૧૨ ) મુજદલફામાં અને ( ૧૩ ) ત્રણે જમરાઓની નજદીક. આ પંદર જગ્યા તો હઝરત હસન બસરી (૨૯) ના પત્રથી સાબિત થઈ પણ તે સિવાઈ બીજી જગ્યાઓ પણ છે. જેમકે કાબાને દેખતી વેળા, રૂકને યમાનીની નજદીક, અને બે રૂકનોની વચ્ચે. અલ્લાહ ખુબ જાણે છે.



## ફસલ ૨.

## ઊમરાના બયાનમા.

તું જાણે છે કે આખી ઊમરમાં એકવાર ઉમરો કરવો સુંનતે મોઅકકદા છે. અને બીજા દીવસો કરતાં રમઝાનમાં ઊમરો કરવો ઘણો અફ્ઝલ છે, કેમકે રમઝાનના ઉમરાનો સવાબ હજ્જની બરાબર છે. એટલુંજ નહીં પણ મુસ્લિમે રિવાયત કરી છે. હઝરતે (સલ૦) ફરમાવ્યું છે કે રમઝાનનો ઉમરો મારે સાથે હજ્જ કરી હોય તેવો છે. અને ઝિલહજ્જની નવમીથી તેરમી સુધી ઉમરો લાવવો મકરૂહ છે. જો પ્રથમથી એહરામ બાંધ્યો હશે. અને આ દીવસોમાં ઉમરો કરશે તો મકરૂહ નથી, જેમકે જે માણુસની હજ્જ ફોત થઈ હોય તો તે આ દીવસોમાં ઉમરાના કામો બજાવી લાવીને હલાલ થાય. અને જે શખ્સ મક્કાવાળાઓના હુકમમાં હોય એટલે મીકાતની અંદર રેહનારા. અને જે શખ્સ હજ્જના મહિના પહેલાંથી મક્કામાં રહયો હોય અને તેજ વર્ષમાં હજ્જ કરવા ચાહતો હોય તો તેઓને હજ્જના મહીનાઓમાં ઉમરો કરવો મકરૂહ છે. અને જો તે વર્ષમાં હજ્જ નહીં કરે તો હજ્જના મહીનાઓમાં ઉમરો લાવવો એ લોકોને મકરૂહ નથી.

અને ઉમરાનો તરીકો આ છે કે મીકાતથી એહરામ બાંધીને રમલ, ઇદતેબાઅની સાથે તવાફ કરે. અને પ્રથમ ઇસ્તીલામની સાથેજ તલબિયાને છોડી દે. અને તવાફનો દુગાનો અદા કરીને ફરી હજરે અસવદનો ઇસ્તીલામ કરીને સફા મરવાની વચ્ચે સઈ કરે. અને માથું બોડાવે અથવા કતરાવે. ઉમરામાં એહરામ તથા તવાફના ચાર શોત ફરઝ છે. અને સાત શોત પૂરા કરવા, સઈ, અને મુડાવવું (કે કતરાવવું)

વાજેબ છે. અને બાકી સુંનત છે. અને મુસતહબ છે. અને એહરામ, તવાફ, અને સઇ જેવી રીતે હજ્જમાં બયાન થયાં તેવીજ રીતે ઉમરામાં પણુ છે. અને એના સર્વં મસલા આએહુબ પહેલી ફસલમાં છે, ત્યાંથી જાણે.

કેટલીક બાબતો સિવાય ઉમરો હજ્જના જેવોજ છે. ઉમરો ફરજ નથી અને હજ્જ ફરજ છે. હજ્જનો વખત નીમાયલો છે અને ઉમરાનો વખત નીમાયલો નથી હમેશ થઈ શકે છે. ઉમરામાં અરફાત, મુજદલફામાં રહેવું, રમી, બે નમાજોને ભેગી કરવી, ખુતબો, તવાફે કોદુમ, અને તવાફે સદર નથી. અને ઉમરાના ફાસેદ કરવાથી અથવા જનાબતમાં તવાફ કરવાથી એક બકરી બસ છે, હજ્જમાં બસ નથી. જેમકે ઉપર જણાઈ ચુકયું છે. અને મિકાતનું બયાન પહેલી ફસલમાં થયું છે.



## ફસલ ૩.

## કેરાનનું બયાન.

તું જાણ કે હનફીઓની નજદીક કેરાન તમત્તોઅ કરતાં અફઝલ છે. અને મક્કાવાળા, મીકાતની અંદર રહેનારા, અને જે શખ્સ હજ્જના મહીના પહેલાંથી મક્કામાં આવી રહ્યા હોય એઓને કેરાન કરવું દુરસ્ત નથી. અને એનો તરીકો આ છે કે હજ્જના મહીનાઓમાં એહરામ બાંધે અને દુગાના પછી કહે.

(૨૪) **અલ્લાહુમ્મા ઈન્ની ઓરીદુલ હજ્જ વલ ઉમરત ફ યસ્સેર હોમા લી વ તકબ્બલ હોમા મિન્ની** * અને ફરી હજ્જ તથા ઉમરાની નૈયતે તલબિયા કહે અને બાકી એહરામની રીત મુફરેદમાં વર્ણવ્યા પ્રમાણે છે. અને જો હજ્જના મહીના પહેલાં એહરામ બાંધશે તો કેરાન થશે, પણ મકરૂહ તહરીમી છે. ફરી જ્યારે તવાફ કરે તો પ્રથમ ઉમરાનો તવાફ, રમલ તથા ઈદતેબાઅની સાથે કરે ફરી ઉમરાની સઈ કરે પણ બોડાવે (કે કતરાવે) નહીં કારણ કે હજ્જના એહરામમાં છે. જો બોડાવશે તોએ હલાલ થશે નહીં. અને બે દમ ગુન્હાગારીના બે એહરામનાં આપવા વાજેબ થશે અને ઉમરાની સઈ કર્યા બાદ ફરી આવીને તવાફે કોદુમને રમલ તથા ઈદતેબાઅની સાથે કરીને સઈ કરે. અને કારેનને તવાફે કોદુમની સાથે સઈ કરવી અફઝલ છે મુફરેદને અફઝલ નથી. અને જો તવાફે

* અર્થ—ઓ અલ્લાહ! હું ઈરાદો કરૂં છું હજ્જનો તથા ઉમરાનો તથા તું તે બન્ને મને આસાન કર અને તે બંનેને મારા તરફથી કબુલ કર. ગુ. મો.

ઝિયારતની સાથે સઈ કરવી હોય તો તવાફે કોદુમમાં રમલ તથા ઇદ્તિબાઅ કરે નહીં. અને બાકી સર્વ મસલા જે પહેલી ફ્સલમાં બયાન થયા હતા અત્રે પણ તેવાજ છે.

અને કારેનને ઉમરાનો તવાફ પ્રથમ કરવો વાજેબ છે. જો પહેલા તવાફમાં કોદુમની નૈયત કરશે તો પણ આ તવાફ ઉમરાનોજ થશે. અને જો કોઈ પ્રથમ બે તવાફ કરે એક ઉમરાનો અને બીજો કોદુમનો; ફરી બે સઈ કરે એક ઉમરાની ને બીજી હજ્જની તો પણ કેરાન દુરૂસ્ત છે અને ગુન્હાગારીનો દમ આવતો નથી, પણ ગુન્હગાર થાય છે. ફરી જ્યારે દસમી તારીખના જમરએ અકબાની રમી કરશે તો તેના પર ઝુબ્હ કરવું વાજેબ છે. અને આ દમને દમે. કિરાન તથા દમે શુકર કહે છે. એક બકરી અથવા ગાય કે ઊંટનો સાતમો ભાગ કુરબાનીની શરતો પ્રમાણે કરવો જોઇએ. અને સર્વ ભાગીદારો સવાબની નૈયતે ઝુબ્હ કરે. અગર જો સવાબ લેવાના કારણો જુદાં જુદાં હોય. દાખલા તરીકે કોઈ કેરાનનો હિસ્સો લ્યે. કોઈ કુરબાનીનો, કોઈ નજરનો કોઈ નફ્લનો. જો કોઈ પણ ગોશ્તત ખાવા હિસ્સો લેશે તો કોઇના તરફથી પણ અદા થશે નહીં જેમકે કુરબાનીમાં પણ એજ કાયદો છે. અને કુરબાની આ દમને ઠેકાણે ગણી શકાતી નથી. (પણ કુરબાની સિવાય બીજી બકરી આ દમ માટે કાપે) અને આ દમમાં કેરાનના દમની નૈયત ઠેરવવી જોઈએ કે જેથી દમે જીનાયત તથા દમે નફ્લથી એ જુદુ પડે. ફકત ઝુબ્હની નૈયત કરે નહીં. અને કારેનનું આનું ખાવું દુરૂસ્ત છે પણ ત્રણ હિસ્સા કરીને એક સદકો કરવો અને એક દોસ્તોને ભેટ આપવો મુસ્તહબ છે.

આ કારેનને આ ત્રણ ચીજમાં તરતીબ વાજેબ છે. પ્રથમ રમી ફરી ઝુબ્હ ફરી બોડાવવું. અને તવાફમાં તરતીબ વાજેબ નથી. જો ત્રણેથી પહેલાં કે છેલ્લાં કે વચમાં કરશે તો દુરૂસ્ત છે. પણ સુનંત આ છે કે તવાફને મુડાવવા પછી કરે. અને મુફરેદ ઉપર ઝુબ્હ કરવું વાજેબ નથી, પણ રમી તથા મુડાવવામાં તેના ઉપર પણ તરતીબ વાજેબ છે. જો કારેન પાસે આટલા પૈસા ન હોય કે તે દમ ખરીદે અને એટલું બચે કે તે ઘર સુધી પહોંચે અને તેની મિલ્કમાં પણ કંઈ ન હોય તો તે દસ રોજા રાખે તેમાંના ત્રણ રોજા તો દસમીથી પહેલાં રાખે. જો એક પછી એક સાથે રાખે તો અફઝલ છે અને જો છુટા છુટા રાખે, તો પણ દુરૂસ્ત છે. જો સાતમી, આઠમી અને નવમીના રાખે તો ઘણું બેહતર છે નહીં તો કેરાનના ઉમરાના એહરામ પછી હજના મહીનામાં જ્યારે ચાહે ત્યારે રાખે. દુરૂસ્ત છે. પણ જો ડર હોય કે રોઝાથી નિર્બળ થશે અને અરફાતમાં ઠેરવામાં નુકસાની આવશે તો નવમીથી પહેલાં ફારેગ થવું અફઝલ છે. એટલુંજ નહીં પણ એવા શખ્સને અરફાનો રોઝો રાખવો મકરૂહ છે. અને બાકીના સાત રોઝા ઐયામે તશરીક પછી મક્કામાં અથવા જ્યાં ચાહે રાખે; એ સાત રોઝાને પણ એક પછી એક સાથે રાખવા અફઝલ છે. અને છુટા રાખવા પણ દુરુસ્ત છે. અને જો ઐયામે તશરીકમાં રોઝા રાખશે તો દુરૂસ્ત થશે નહીં. જો આગલા ત્રણ રોઝા ફોત થશે અને નવમી તારીખ ગુજરી જશે તો દમ આપવું ઠરી જશે. જો શક્તિ ન હોય તો રમી બાદ બોડાવીને હલાલ થાય. તેને માથે બે દમ વાજેબ રેહશે એક દમ કિરાનનો અને બીજો ઝુબ્હ પહેલાં હલાલ થવાનો. અને જો તે ઐયામે નહરથી પહેલાં ઐયામે નહરમાં

પણ મુડાવા પહેલાં શક્તિવાન થશે તો રોઝાનો હુકમ બાતેલ થશે; અને ઝુબ્હ કરવું વાજેબ થશે. અને જો અૈયામે નહર પછી અથવા અૈયામે નહરમાં પણ મુડાવા પહેલાં શક્તિવાન થશે તો બાકીના સાત રોઝા રાખે અથવા જોઈએ તો ઝુબ્હ કરે. જો કોઈ દમ હોવા છતાં પ્રથમના ત્રણ રોઝા રાખે તો જો તે અૈયામે નહર (તા. ૧૨) સુધી દમ બાકી રહેશે ત્યારે તો દમજ વાજેબ થશે રોઝા બસ નથી. પણ જો ઝુબ્હના વખત પહેલાં દમ હલાક થશે તો રોઝા ગણુતરીમાં આવશે.

જો કોઇએ પ્રથમ ફકત ઉમરાનો એહરામ બાંધ્યો ફરી ઉમરાના ચાર શોત પહેલાં હજ્જનો એહરામ બાંધ્યો તો પણ કિરાન થશે અને જો ઉમરાના ચાર શોત પછી હજ્જનો એહરામ બાંધશે તો કિરાન થશે નહિ અને જો હજ્જનો એહરામ બાંધીને તવાફે કોદુમ પહેલાં ઉમરાનો એહરામ બાંધશે તો પણ કિરાન થશે. અગર જો એવું કરવું સારૂં નથી. બાકીની તફસીલ મોતવ્વલાત (મોટી કીતાબો)થી દરયાફત કરે વલ્લાહો તઆલા આલમો.



## ફસલ ૪.

## તમત્તોઅના બયાન વિષે.

હનફી મઝહબમાં તમત્તોઅ ઇફ્રાદથી બેહતર છે. પણ મક્કીને, મીકાતની અંદર રેહનારને અને જે કોઈ હજ્જના મહીનાઓ પહેલા મક્કામાં હલાલ થઇને રહેતો હોય તેઓને તમત્તોઅ કરવો દુરસ્ત નથી. દાખલા તરીકે જે કોઈ રમઝાનમાં ઉમરાનું એહરામ બાંધીને મક્કામાં જાય અને ઉમરો કરે નહીં અને જ્યારે શવવાલ શરૂ થાય ત્યારે ઉમરો બજાવી લાવે, ફરી તેજ વર્ષમાં હજ્જ કરે તો તમત્તોઅ થશે, અને જે કોઈ હજ્જના મહીનાઓ પહેલાં મક્કામાં દાખેલ થાય અને તે તમત્તોઅ કરવા ચાહતો હોય તેને માટે આજ હીલો છે કે એહરામ બાંધેલું રાખે પણ ઉમરાનો તવાફ હજ્જના મહીના શરૂ થાય નહીં ત્યાં સુધી કરે નહીં.

અને તમત્તોઅ સહી થવા માટે કેટલીક શરતો છે. એક આ કે ઉમરો અથવા ઉમરાના તવાફના ઘણા શોત હજ્જના મહીનામાં કરેલા હોય. અગર જો એહરામ હજ્જના મહીના પહેલાં બાંધેલું હોય. દાખલા તરીકે કોઈએ રમઝાનની ત્રીસમી તારીખે આફતાબ ડુબવાથી જરા પહેલાં એહરામ બાંધ્યું અને ઉમરાના એક બે તવાફ કર્યા હતા કે સૂર્ય ડુબયો તો બાકીના ઉમરાનો તવાફ શવવાલની પહેલી રાતમાં દાખલ થયો. બીજી શરત આ કે ઉમરાનું એહરામ હજ્જના એહરામથી પહેલાં હોય. ત્રીજી આ કે હજ્જના એહરામ પહેલાં ઉમરાના તવાફનો વધુ ભાગ કર્યો હોય. ચોથી ઉમરા અથવા હજ્જને ફાસેદ કર્યું ન હોય જો એક પણ ફાસેદ થશે તો તમત્તોઅ બાતેલ થશે. પાંચમી બનેને

એકજ વર્ષમાં અદા કરે. છઠ્ઠી હજ્જના મહીનામાં ઉમરો કર્યા પછી મક્કામાં વતન કર્યું ન હોય. સાતમી બંનેને એક સફરમાં અદા કરે.

અને તમત્તોઅ કરવાનો તરીકો આ છે કે પ્રથમ ઉમરાનો એહરામ બાંધીને હજ્જના મહીનામાં ઉમરાની ફસલમાં બયાન થયું તેજ પ્રમાણે ઉમરાને બજાવી લાવે. ફરી બોડાવીને (કે કતરાવીને) મક્કામાં અથવા વતન સિવાએ જ્યાં ચાહે ત્યાં હલાલ થઇને રહે. ફરી હજ્જનો એહરામ પોતાના મીકાતથી બાંધીને હજ્જ કરે. અને જો મક્કામાં રહ્યો હોય તો આઠમી તારીખે એહરામ બાંધીને મિનામાં જાય. અને આઠમી પહેલાં બાંધવું બેહતર છે. ફરી ઇફ્રાદના બયાનમાં જેવી રીતે બયાન થયું તે પ્રમાણે હજ્જ કરે. અને તવાફે ઝિયારતમાં રમલ કરે, ઇદ્તેબાઅ કરે નહીં. ફરી સઈ કરે. અને તમત્તોઅ કરનાર ઉપર તવાફે કોદુમ નથી. અને જો તમત્તોઅ કરનાર હજ્જના એહરામ પછી નફલ તવાફ કરે અને તેમાં રમલ તથા સઇ કરશે તો તવાફે ઝિયારતમાં રમલ તથા સઇ નહીં કરે. ફરી મોતમત્તેઅ કારેનની જેમ રમી પછી ઝુબ્હ કરે. અને જો શક્તિ ન હોય તો દસ રોઝા રાખે જેમકે કિરાનની ફસલમાં વર્ણન થયું છે.

અને જાણવું જોઈએ કે તમત્તોઅ કરનાર જો પોતાની સાથે હદી પણ લાવ્યો હોય અને એ લાવવું અફ્ઝલ છે તો મુસ્તહબ છે, કે તે આવી રીતે કરે. પ્રથમ ઉમરાનો એહરામ બાંધે ફરી હદીને ચલાવે અને સાથે લઈ જાય. એને આગળથી ખેંચવા કરતાં પાછળથી હાંકવી બેહતર છે. પણ જો હાંકવાથી નહીં ચાલે તો કશી હરકત નથી. અને હદી તે જાનવરને કહે છે કે જે ઇબાદત તથા સવાબની નૈયતથી હરમમાં ઝુબ્હ કરવા લઈ જવાય. ગાય હોય અથવા ઉંટ, બકરી હોય

કે ગેટું હોય. અને બુદના ખાસ ગાય અથવા ઉંટને કહે છે. તો જો હદી બુદના હોય તો તેના ગલામાં કેલાદો પણ નાંખે. અને કેલાદો આ છે કે જોડાનો કે જન્બીલનો કે બીજી કોઇ ચીજનો તુકડો ઉન અથવા બાલોની દોરડીમાં બાંધીને જાનવરના ગળામાં લટકાવે. અને ઈશઆર કરે, એટલે ઉંટની ખુંધને નીચે ડાબે તરફથી એવી રીતે ચીરે કે ફક્ત ચામડું ચીરાઈ ગોસત સુધી ઝખમ પોહોંચે નહીં. અને તેમાંથી જે ખુન નીકળે તેથી તે જાનવરની ખુંધને રંગે. આ ઈશઆર મુસ્તહબ છે પણ જેને નહીં આવે તેને મકરૂહ છે. અને ફરી ઉમરો અદા કરે. પણ ઉમરા પછી હલાલ થાય નહીં. જો બોડાવશે કે કતરાવશે તો પણ હલાલ થશે નહીં. ગુન્હગારીનો દમ આપવો પડશે અને ઉમરાનું એહરામ બાકી રહેશે. જો કોઈ તકસીર કરશે તો તેની ગુન્હગારી આપવી પડશે. ફરી હજ્જનું એહરામ બાંધીને જેવી રીતે વર્ણીયું તેમ હજ્જ કરે. અને રમી પછી ઝુબ્હ કરીને બોડાવે અથવા કતરાવે, હવે બંને એહરામોથી બહાર થશે.

હવે જાણવું જોઈએ કે આ મોતમત્તેઅ જે હદી લાવ્યો છે તે એહરામ બાંધવા પછી તથા કારેન તથા હદી નહીં લાવનાર મોતમત્તેઅ જે ઉમરા પછી હલાલ થયો ન હોય અને હજ્જને માટે બીજું એહરામ બાંધ્યું હોય આ ત્રણે માણસો બે એહરામમાં હોય છે. જો એઓમાંના કોઇથી કાંઇ તકસીર થશે તો મુફરેદ કરતાં બેવડી ગુન્હગારી આપવી પડશે. કારણ કે મુફરેદ ઉપર એક એહરામ છે, અને એઓ ઉપર બે એહરામ છે. અને વગર હદી ચલાવે તમત્તોઅ કરનાર જ્યારે ઉમરો અદા કરીને હલાલ થયો અને ફરી હજ્જનું એહરામ બાંધ્યું તો તે મુફરેદની જેમ હજ્જના એહરામમાં છે તે તકસીરની ગુન્હગારી મુફરેદની

જેમ એકજ આપશે. અને હદી લઈ જનાર મોતમત્તેઅ જ્યારે બોડાવે છે તો તે ઉમરામાંથી બીલકુલ નીકળી જાય છે. ઓરતની બાબતમાં પણ. પરંતુ તવાફે ઝિયારત કર્યા સુધી હજ્જના એહરામથી ઓરતની બાબતમાં હલાલ થતો નથી. તો જો તમત્તોઅ કરનાર બોડાવવા પછી અને તવાફથી પહેલાં જીમા (સ્ત્રી મીલાપ) કરશે તો એક ગુન્હગારી આપશે. અને બોડાવવા પહેલાં બંને બે તકસીરની ગુન્હગારી આપશે.

જે કોઈએ હજ્જના મહીનામાં વગર હદી હાંકે ઉમરો કર્યો અને માથું બોડાવા આગળ તે દેશ ચાલ્યો ગયો અને ફરી હરમમાં આવીને સર મુડાવ્યું તો જો એજ વર્ષમાં હજ્જ કરશે તો તમત્તોઅ થશે અને કાયદા પ્રમાણે એક સફર ગણાશે. પણ જો વતનમાં જઈને માથું મુડાવશે તો દમ આપવું પડશે, કારણ કે મુડાવવું હરમમાં વાજેબ છે. ફરી જો આવીને તેજ વર્ષમાં હજ્જ કરશે તો તમત્તોઅ થશે નહીં. એવીજ રીતે જો માથું મુડાવીને જશે અને ફરી આવીને તે વર્ષમાં હજ્જ કરશે તો પણ તે તમત્તોઅ કરનાર નથી. અને હદી હાકનાર જો ચાલ્યો જાય અને ફરી આવે તો પણ તે કાયદા પ્રમાણે એક સફરની ગણતરીમાં છે અને તે તમત્તોઅ કરનાર છે. અને કારેન જો વતન જશે તો કિરાન બાતેલ થશે નહીં.

## ફસલ ૫.

## જિનાયાત (તકસીરો) વિષે.

તું જાણ કે ગુન્હાગારીનું તુરત અદા કરવું વાજેબ નથી. જ્યારે વધુ ધારણા પ્રમાણે આખરી ઉમર થાય અને તેના ફોત થવાની બીક હોય તો તુરત અદા કરવી જોઈએ ઢીલ કરવામાં ગુન્હ થશે. અને ગુન્હગારી આપવાની વસીયત કરવી વાજેબ થશે. અને વગર વસીયતે રોઝા સિવાય જો વારેસ એહસાનની રૂએ અદા કરશે તો પણ તે અદા થાય છે. અને જિનાયત જાણીબુઝીને કરે અથવા ભુલચુકથી કરે, મસલાને જાણતો હોય અથવા જાણતો ન હોય, કોઈની જબરદસ્તીથી કરે અથવા પોતાની ખાહેશથી કરે, સુતામાં કરે અથવા જાગતામાં કે નીશામાં કે બેહોશીમાં કરે, તંગ દસ્તીમાં કરે કે સુખાકારી હાલતમાં કરે આપ કરે અથવા કહીને કરાવે સર્વ બરાબર છે; દરેક હાલતમાં જઝા (ગુન્હગારી) વાજેબ થશે. અને કેટલાક સાધારણ લોકોમાંના જાણી બુજીને તકસીર કરે છે કે ફીદયો આપી દેશુ તો આ સખ્ત ગુન્હો છે. જાણી બુજીને તકસીર કરેલીનો ફિદયો આપેથી ગુન્હ માફ થતો નથી. અને તેઓની હજ્જ મબરૂર થતી નથી. આ તો એવું છે જેમકે કોઈ કહે કે હું ઝિના કરૂં છું, હદ ખાયને પાક થઈશ. અને જે જગ્યા શબ્દ દમનો બોલાય છે તેથી મતલબ બકરી ઘેટું અથવા ઉંટ, ગાયનો સાતમો ભાગ કુરબાનીના કાયદા પ્રમાણે ઝુબ્હ કરવું છે. અને આખો ઉંટ અથવા આખી ગાય ઝુબ્હ કરવું એ બે જિનાયત વગર કેથે વાજેબ થતું નથી. એક ગુસલની હાજતમાં કે હેજ નિફાસમાં તવાફે ઝિયારત કરવો. બીજી અરફામાં ઠેરવા પછી અને મુડાવવા પહેલાં જીમા કરવી અને જ્યાં

ખાલી સદકાનો શબ્દ બોલવામાં આવ્યો છે, તો તેની મતલબ અડધો સાઅ ઘઉં અથવા એક સાઅ જવ સદકા ફિત્રની જેમ છે. અને જે જગ્યા કાંઈ અંદાજે આપવાનો કહયો હોય તો ત્યાં તેટલો અદાજે હોય છે. જો કોઈ એહરામનું કોઈ મનાઇ કામ ઉજરથી પણ કરશે તો ગુન્હગારી આપવી વાજેબ થશે. અને જો કોઈ વાજેબને ઉજરથી છોડશે તો તેનો બદલો કાંઈ આપવો પડતો નથી. અને જો વગર ઉજરે છોડશે તો ગુન્હગારી આપવી વાજેબ થશે. અને એહરામ બાંધનાર છોકરા ઉપર કાંઇ ગુન્હગારી થતી નથી.

તો જો કોઈ બાલેગ એહરામવાળો પોતાના પુરા મોટા અઝો (અવયવ) જેમકે રાનને કે પીન્ડલી કે ચેહરાને ખુશબોદાર ચીજ જાફ્રાન જેવીને આખા અઝોએ (અવયવ) લગાડશે. અગર જો જરાવાર રાખી હોય તોએ તે દમ આપે. જો પુરો અઝો ન હોય અગર જો તે વધુ ભાગ હોય તો તેથી દમ આવતો નથી પણ સદકો આપે. અને જો નાનો અઝો કાન જેવો હોય તેમાં પણ સદકો આપે અને ખુશબો અથવા ખુશબોનું ફુલ સુંગવું મકરૂહ છે, પણ તેમાં કફારો કાંઇ નથી. અને જો એહરામ પહેલાં જો એક અઝોને ખુશબો લગાડી હોય ને એહરામ પછી તે અઝોથી બીજો અઝો ખુશબોવાળો થયો હોય તો પણ કાંઇ ડર નથી. અને જો એહરામવાળો બીજાના અઝોને ખુશબોવાળો કરે અથવા સીવેલું કપડું પેહરાવે તો તેના ઉપર કાંઇ નથી. પણ જો લગડાવનારો એહરામવાળો હશે તો તે ગુન્હગારી આપશે. જો જાફ્રાનને વગર કોઈ ચીજમાં મેળવે તથા વગર પકાવે ચાખશે તો જો તે જાફ્રાન એટલી હોય કે મ્હોંના ઘણા ભાગને લાગે તો દમ આપશે અને નહી તો સદકો આપશે. અને જો કોઈ થોડા થોડા અનેક આઝાને ખુશબો લગાડશે

તો જો તે સર્વ ભેગી કરવાથી જે આઝાને લાગી છે, તેમાંના કોઈ પુરાને ખુશબો લાગે એટલી હોય તો દમ આપે, અને નહીં તો સદકો આપે. અને જો એક મજલેસ (બેઠક)માં બેસીને આખા બદનને ખુશબો લગાડી હોય તો એક દમ આપે. અને જો અનેક મજલેસમાં લગાડી હોય તો દરેક મજલેસનો કફ્ફારો (ગુન્હગારી) જુદો આપે. અગર જો એક વારનો કફ્ફારો પ્રથમ આપયો હોય. અને જો કેટલીક તકસીરો કરીને કફ્ફારો આપશે પણ તે તકસીર હજુ ચાલુજ છે બંધ થઈ નથી તો બીજો કફ્ફારો વાજેબ થશે. જો ખુશબોમાં ખરડાયલા કપડાને કોઈ પહેરે તો જો ખુશબો ઘણી હોય પણ તે એક વેંત ચોરાણુ અને એક વેંત લંબાણુથી ઓછી લાગી હોય, અથવા તે ખુશબો ઓછી હોય પણ એક વેંત ચોરાણુ અને એક વેંત લંબાણુથી વધુ લાગી હોય તો એવા કપડાને જો આખી રાત અથવા આખો દહાડો પહેરશે તો દમ આપે. અને જો થોડી ખુશબો એક વેંત ચોરાણુ લંબાણુથી ઓછી હોય તો સદકો આપે. અને એક દીવસથી ઓછામાં પણ સદકોજ છે. અને આ કપડું જો સીવાએલું પણ હોય તો બીજો દમ સીલાઈનો આપવો પડશે. જો ચાદર અથવા લુંગીને છેડે કાપુર, કસ્તુરી વગેરે કાંઇ ખુશબોને બાંધે તો જો એ ઘણી હોય તો દમ આપે. અને થોડી હોય તો સદકો આપે. જો સઘળા માથાને મેંહદી લગાડી હોય તો જો પાતળી પાતળી લગાડી હોય તો એક દમ આપે. અને જો જાડી જાડી થયેડી હોય ને આખો દીવસ લાગેલી રહી હોય તો બે દમ આપે. એક દમ ખુશબો વાપરવાનો અને બીજો માથું ઢાંકવાનો. અને જો દીવસથી ઓછી રહી હોય તો એક દમ અને એક સદકો થશે. આ મસલો પુરૂષનો છે. અને સ્ત્રી ઉપર એકજ દમ છે કારણ કે તેણીને માથું ઢાંકવું દુરૂસ્ત છે. જો

ઝેતુનનું કે તલનું તેલ જો મોટા આખા અઝોને લગાડશે અગર જો થોડીવાર લગાડી રાખ્યું હશે તો પણ એક દમ આપે. અને અઝોથી ઓછામાં સદકો આપે. અને જો ખાશે અથવા નાકમાં ટપકાવશે અથવા જખમને લગાડશે તો કાંઈ નથી, ન દમ અને ન સદકો. જે ચીજ ખુદ ખુશબો હોય જેમકે મુશક, અંબર જાફરાન વગેરે. એને અગર જો દવાની રૂએ વાપરશે તો થોડામાં સદકો આપે અને ઘણામાં દમ આપે. અને વધારે ઓછાનો અંદાજો લોકોના ચલણ ઉપર છે. અને જો પાકેલા ખાવામાં લાગેલી ખાય તો કંઈ હરકત નથી. અગર જો ઘણી હોય. અને પાકેલું ન હોય તો જો ખુશબોની ચીજ વધારે હોય તો દમ વાજેબ થશે, ખુશબો નહી આવશે તોએ, અને જો ઓછી હોય તો; અગર જો ખુશબો આવે તો પણ કંઈ આપે નહી, ન દમ અને ન સદકો. પણ એ વાપરવું મકરૂહ છે. અને જો પીવાની ચીજમાં ખુશબો મેળવી છે તો જો તે વધારે હશે તો દમ આપે અને જો ઓછી હોય તો સદકો આપે પણ જો થોડી નાખેલી ને ઘણીવાર પીશે તો દમ વાજેબ થશે.

અને જો સિવેલા કપડાને તે પહેરાતું હોય તેવી રીતે અથવા જેનાથી માથું ઢાંકે છે તેથી માથું ઢાંકયું તો બંને સુરતોમાં આખી રાત અથવા આખા દહાડામાં દમ આપે, અને તેથી ઓછામાં અગર જો એક કલાક થાય તો અડધો સાઅ સદકો આપે. અને જો કલાકથી ઓછું હોય તો એક મુઠી ઘઉં આપે. અને એક દીવસથી વધારેમાં અગર જો કેટલાક દીવસ પહેરી રાખે એકજ દમ છે. અને જો રાતના એવી નૈયતથી કહાડે કે દીવસના ફરી પેહરીશ અને એવી રીતે કહાડા કરે અને ફજરમાં પેહેરા કરે તો તો એકજ દમ થશે જયાં સુધી

છોડવાની નૈયતથી ઉતારે નહીં. જ્યારે છોડવાની નૈયતથી ઉતારીને ફરી પહેરશે તો બીજો કફ્ફારો થશે, પહેલી તકસીરનો કફ્ફારો આપ્યો હોય અથવા ન હોય. જો પુરો દીવસ પેહરી રાખીને દમ આપ્યો અને પહેરીજ રાખ્યું તેને રોકયું નહિ તો બીજો કફ્ફારો આપવો પડશે. અને જો વચ્ચે કફ્ફારો આપ્યો ન હોય તો એકજ કફ્ફારો આપવો પડશે અને જો અનેક કપડાં પહેરે જેમકે કુડતો, ઇજાર, ફેંટો, તો જો તે સર્વને એકજ સબબથી પહેર્યા છે એટલે સર્વને કોઇ જરૂરતને લીધે પહેર્યા છે અથવા સર્વને વગર જરૂરતે પેહેર્યા છે, તો એકજ કફ્ફારો થશે. ફરી તે એકજ મજલીસમાં પહેર્યા હોય કે જુદી જુદી મજલીસમાં. અને જો કોઇ કપડાંને જરૂરતને લીધે પહેર્યું હોય અને કોઇને વગર જરૂરતે પેહેર્યું હોય, તો બેવડો કફ્ફારો આપવો પડશે [૧] અને જો કોઇએ મેલા કપડામાં એહરામ બાંધ્યું હોય તો જો તેને એહરામ પછી પુરા દીવસ સુધી પહેરેલા રાખશે તો દમ આપે અને ઓછામાં સદકો. અને જો ઉંઘમાં માથું ઢાકયું છે તો વખતના ઓછા વત્તાના પ્રમાણમાં કફ્ફારો આપે. કારણ કે ઉંઘવું જાગવું આ બાબતમાં બરાબર છે; પણ આટલું કે ઉંઘવામાં ગુન્હ થશે નહીં. દાખલા તરીકે જો બુખારને લીધે કપડું પહેર્યું ફરી તે બુખાર ઉતરી ગયો અને બીજો બુખાર ચઢયો અને કપડું ઉતાર્યું નહોતું તો બીજો કફ્ફારો આપે, કારણ કે દરેક બીમારી જુદુ કારણ છે. દાખલા તરીકે જો એક કુડતાથી ગરજ સરતી હોય અને તેણે બે કુડતા પહેરયા તો એકજ કફ્ફારો છે. પણ ગુનોહ થશે. અને

---

૧ તું જાણ કે કફ્ફારાનો શબ્દ આમ છે તે સદકા અને દમ બંને ઉપર બોલાય છે તો પુરા દીવસમાં દમ અને ઓછામાં સદકો છે. એ ધ્યાનમાં રાખવું જોઈએ.

જ્યારે ખાત્રી થાય કે હવે જરૂરત રહી નથી અને ફરી પણ સિવેલું કપડું પેહરી રાખશે તો વખતના ઓછા વત્તાના પ્રમાણમાં વગર અખ્તીયારે કફારો આપવો પડશે.

અને પા માથા પા ચેહરાને ઢાંકવા આખા માથા તથા આખા ચેહરાને ઢાંકવાના કાયદામાં છે. અને કાન તથા ગરદનના ઢાંકવામાં કશો ડર નથી. અને નાક ઉપર વગર કપડે હાથ રાખવો દુરસ્ત છે. અને કપડાની સાથે મકરૂહે તહરીમી છે. અને અસતરો અથવા દવાથી પા માથાના અથવા પા દાઢીના વાળ કાઢે અથવા કોઈ તરફથી ટુપે અથવા કતરાવે પોતાના અખ્તીયારથી, કે વગર અખ્તીયારથી અથવા રૂમડી ખેંચાવવાની જગ્યાને મુડાવીને રૂમડી ખેંચાવે, અથવા એક આખી બગલને અથવા દુંટી નીચેના સઘળા વાળને અથવા આખી ગરદનને મુડાવશે અથવા ચારે હાથ પગના નખને એક મજલીસમાં અથવા બંને હાથના અથવા બંને પગના એક મજલીસમાં અથવા એક હાથના અથવા એક પગના કપાવશે તો આ સર્વ સુરતોમાં દમ વાજેબ થશે. અને જો રૂમડી ખેંચાડવાની જગ્યા મુડાવી પણ રૂમડી ખેંચાવી નથી તો સદકો આપે. અને જો એક મજલીસમાં એક હાથના અને બીજી મજલીસમાં બીજા હાથના નખ કાપશે તો બે દમ આપશે. અને જો પા માથું મુડાવ્યું અને દમ આપ્યો અને ફરી પા માથું મુડાવ્યું તો બીજો દમ આપશે. અને જો પહેલો દમ આપ્યો ન હોય તો એકજ આપે. એવીજ રીતે જો સઘળું માથું એક બેઠકમાં મુડાવશે તો એકજ દમ છે. અને જો ગંજો માથાના વાળ લેવડાવે તો જો તે માથાના ચોથાઇ વાળ જેટલા હશે તો દમ આપે, અને જો કમતી હોય તો સદકો આપે. અને સઘળી છાતીના અથવા સઘળી રાનના અથવા સઘળી પીન્ડલીના વાળ મુડાવશે,

અથવા મુછો કતરાવશે અથવા ચોથાઇ માથાથી અથવા ચોથાઈ દાઢીથી ઓછાને મૂડાવશે અથવા થોડી ગરદનને મુડાવશે અગર જો તે વધુ ભાગ મુડાયો હોય પણ આખી ગરદન મુડાય ન હોય તો સદકો આપે. પણ કેટલાક વાળમાં દરેક વાળને બદલે એક મુઠી ઘઉં આપે, અને ત્રણ વાળથી વધુમાં પુરો સદકો આપે.

જાણવું જોઇએ કે માથાની તથા દાઢીની ચોથાઇ આખા માથા તથા આખી દાઢીના કાયદામાં છે. અને બીજા દરેક અઝો (અવયવ)માં પુરા અઝોના મુડાવાથી દમ આપવો પડે છે. જો પુરો નહીં અગર જો ઘણો ભાગ હોય તો સદકો આપવાનો છે. પણ દાખલા તરીકે સીનો રાન પીન્ડલી અથવા ખાંધો કે જેનું મુડાવવું મકસુદ હોતું નથી તેના પૂરા મુડાવવાથી પણ સદકોજ આવે છે.

અને જો પાંચ નખથી ઓછાને અથવા પાંચ નખ છુટા છુટાને કતરાવશે, દાખલા તરીકે બે એક હાથના અને ત્રણ બીજા હાથના અથવા સોલ નખ છુટા છુટા, ચારે હાથ પગના ચાર ચાર નખ કતરાવશે તો ત્રણે સુરતોમાં દરેક નખને બદલે પુરો સદકો આપવો પડશે. પણ તે સર્વ સદકાને ભેગો કરતાં દમની કીંમત થાય તો કાંઈ ઓછું કરવું જોઇએ કે જેથી દમની કીંમતથી ઓછું થાય.

અને જો એહરામવાળો બીજા એહરામવાળાનું ચોથાઈ માથું અથવા સઘળી ગરદન મુંડશે તો બોડનાર ઉપર સદકો છે અને બોડાવનાર ઉપર દમ છે. અને જો મોહરેમ (એહરામવાળો) હલાલ (વગર એહરામ-વાળા)નું માથું બોડશે તો હલાલ ઉપર કંઇ નથી પણ મોહરેમ જે કંઇ ચાહે તે સદકો આપે અગર જો જરા સરખો હોય. અને જો

હલાલ મોહરેમને મુંડે તો મોહરેમ ઉપર દમ છે અને હલાલ ઉપર પુરો સદકો છે.

જો કોઇએ તવાફે કોદુમને અથવા તવાફે સદરને જનાબત (ગુસલની હાલત)માં અથવા હેઝ કે નિફાસમાં કર્યો અથવા ફરજ તવાફને બેવોઝુ કર્યો તો દમ આપે. અને જો બદન ઉપર નજાસત લાગી હોય અથવા કપડું નાપાક હોય તો કંઈ આપવાનું નથી પણ મકરૂહ છે. અને જો ફરઝ તવાફ જનાબતમાં અથવા હેઝ કે નિફાસમાં કર્યો તો આખું ઉંટ કે ગાય આપવી વાજેબ છે. અને જાણવું જોઈએ કે જે તવાફ જનાબત કે હેઝ કે નિફાસની હાલતમાં કર્યો હોય તેને ફરી કરવો વાજેબ છે. અને જેને બેવોઝુ કર્યો હોય તેને ફરી કરવો મુસ્તહબ છે. અને જ્યારે ફરીથી કરશે તો કફફારો માથે રહેશે નહીં. જો પેહેલા તવાફની સાથે સઈ કરી હશે, તો ફરીથી કરેલા તવાફની સાથે સઈ કરે નહીં. કારણ કે બીજો તવાફ તો નુકસાનનો બદલો છે અને પહેલો તવાફ માતબર છે. અને જો તવાફે ઝિયારત જનાબતમાં કર્યો અને તવાફે સદર તહારતથી કર્યો તો જો તવાફે સદરને ઐયામે નહરમાં કર્યો છે તો આ તવાફ તવાફે ઝિયારત બની જશે. અને તવાફે સદર છોડવાનો દમ આપવો પડશે. પણ જો ફરી તવાફ કરશે તો આ તવાફ તવાફે સદર થશે અને દમ માથે રહેશે નહીં. અને જો તવાફે સદરને ઐયામે નહર પછી કર્યો છે, તો પણ આ તવાફે ઝિયારત થશે પણ ઢીલ થવાનો દમ આપવો પડશે અને બીજો દમ તવાફે સદર છોડવાનો આપશે. પણ જો બીજો તવાફ કરશે તો બીજો દમ તવાફે સદર છોડવાનો માથે રહેશે નહીં. અને જો તવાફે ઝિયારત વગર વોઝુએ કર્યો છે અને તવાફે સદરને ઐયામે નહરમાં કર્યો છે તો

આ તવાફ તવાફે ઝિયારત થશે. અને જો ઐયામે નહર પછી કર્યો હશે તો બદલાશે નહીં અને દમ માથે રહેશે. અને ઉમરાનો તવાફ જો જનાબતમાં અથવા બે વોઝુ કરશે તો દમ આપે. અને ઉમરાના કોઈ પણ વાજેબ છોડવાથી ઉંટ, ગાય કે સદકો આપવો પડતો નથી, પણ દમ થાય છે. એક બકરી અથવા સાતમો ભાગ, ગાય, ઉંટનો, અને ઉમરાના એહરામમાં પણ એહરામમાં મના થએલા કામો કરવાથી હજ્જના એહરામની જેમ સદકો આપવો પડે છે. અને તવાફે કોદુમ અથવા તવાફે સદરને જો બેવઝુ કરશે તો સદકો આપે. અને જો તવાફે ઝિયારતમાંથી એક બે કે ત્રણ શોત છોડશે તો દમ આપે. પણ જો તવાફે સદરને અય્યામે નહરમાં કર્યો હશે તો તવાફ સદરના શોતોથી ભરતી કરીને તવાફે ઝિયારતને પુરો કરીશું અને દમ માથે રહેશે નહીં. પણ તવાફે સદરના નુકસાનને લીધે દરેક શોતને બદલે પુરો સદકો આપવો પડશે. અને જો ઐયામે નહર પછી તવાફે સદર કર્યો હશે તો પણ પુરણી કરીશું. પણ તવાફે ફરજના શોતોને ઐયામે નહરથી ઢીલ કરવાને લીધે દરેક શોતને બદલે પુરો સદકો આપવો પડશે. અને તવાફે સદરના ફેરા છોડવાને લીધે દરેક શોતને બદલે બીજો સદકો આપવો પડશે. અને જો તવાફે ઝિયારતના ચાર શોત છોડશે તો જ્યાં સુધી અદા કરશે નહીં અને આખી ઉમર પણ સ્ત્રીની બાબતમાં એહરામથી નીકળશે નહીં અને તેજ એહરામથી અદા કરવો વાજેબ થશે. અને કંઇ બદલો આપવો બસ થશે નહીં અને દરેક જીમાને બદલે કે જે જુદી બેઠકમાં (કે જુદા વખતમાં) કરી હશે તેની ગણત્રી પ્રમાણે દમ આપવો વાજેબ થશે. અને જો તવાફે સદર કે તવાફે કોદુમના એક બે ત્રણ શોત છોડયા હશે તો દરેક શોતના

બદલે પુરો સદકો આપે. અને જો ચાર અથવા ચારથી વધુ શોત તવાફે સદરના અથવા તવાફે કોદુમના છોડયા હશે તો દરેક શોતને બદલે પુરો સદકો આપે. અને સઇ અથવા સઈનો વધુ ભાગ વગર ઉજરે છોડયો હશે. અથવા વગર ઉજરે સઈને સવારી ઉપર કરી હશે તો દમ આપે. ફરી જો ચાલીને બીજીવાર કરશે તો દમ માથેથી ઉતરી જશે. અને જો ઉજરથી કરી હશે તો કંઇ ડર નથી. જો સઇના એક બે કે ત્રણ ફેરા છોડશે તો દરેક શોતને બદલે સદકો આપે.

જે કોઈ અરફાતથી સુર્યાસ્ત પહેલાં નીકળે અગર જો નાઠેલા ઉંટને પકડવા ગયો હોય તો પણ દમ વાજેબ થશે. પણ જો સુર્યાસ્ત પહેલાં પાછો ચાલ્યો આવ્યો તો દમ માથે રહેશે નહીં. અને જો ગુરૂબ બાદ પાછો ફરશે તો માથેથી ઉતરશે નહીં. જો મુજદલફામાં થોભવાને વગર ઉજરે છોડશે તો દમ આપે. અને જો ચારે દીવસની રમી તદન છોડશે અથવા એક દીવસની સઘળી રમી છોડશે અગર જો તે દસમી તારીખની હોય, અથવા એક દીવસની રમીમાંથી ઘણી કાંકરીઓ છોડી હોય, દાખલા તરીકે દસમી તારીખની રમીથી ચાર કાંકરીયો અથવા બીજા દીવસોની કાંકરીયોથી અગિયાર કાંકરીયો છોડી હોય તો આ સર્વે સુરતોમાં દમ આપે. અને એક દીવસની કાંકરીયોમાંથી થોડી છોડે જેમ કે દસમી તારીખના ત્રણ કાંકરી અથવા એથી ઓછીને છોડી દે અથવા બીજા દીવસોમાં દસ કાંકરી અથવા એથી ઓછી છોડી દે તો દરેક કાંકરીને બદલે પુરો સદકો આપવો વાજેબ છે.

હવે જાણવું જોઇએ કે જે મસલામાં કેટલાક સદકા આપવા પડે જેમકે રમીમાં દરેક કાંકરીને બદલે અને તવાફ તથા સઇમાં દરેક શોતને બદલે, અને દરેક નખ અને વાળને બદલે તો આ સર્વ જગ્યા જો

સદકાનો ટોટલ દમની કીંમત સુધી પહોંચે તો કાંઇક ઓછું કરવું જોઇએ કે જેથી દમની કીંમતથી ઓછો થાય તથા મોટી તકસીર તથા નાની તકસીરનો ફેર પડે.

જો હજ્જ અથવા ઉમરામાં હરમથી બહાર મુંડાવશે તો દમ આપે. અને એવીજ રીતે જો હજ્જમાં અય્યામે નહર પછી મુંડાવશે તો દમ આપે પણ જો એહરામવાળો હરમની હદથી બહાર નીકળી ગયો અને ફરી હરમમાં આવીને મુંડાવે તો કંઇ ડર નથી. પણ જો હાજી અંયામે નહર પછી આવીને મુંડાવશે તો ઢીલ કરવાનો દમ આપશે. અને જો ચુંબન કરશે અથવા શહવતથી હાથ લગાડશે અથવા મોબાશરતે ફાહેશા કરશે, અથવા સ્ત્રીની ખાસ જગ્યા સિવાય બીજી જગ્યાએ જીમા કરશે, ઇનજાલ થશે અથવા નહીં થશે દમ વાજેબ થશે. અને જો જલક (હાથરસ) કરશે અથવા ચોપગા પ્રાણીથી જીમા કરશો તો જો તેથી મની નીકળશે તો દમ આપશે અને નહીં તો કંઇ આપવું પડતું નથી.

જો તવાફે ઝિયારત અંયામે નહર પછી વગર ઉજરે કરશે તો દમ આપવો પડશે.

જાણવું જોઇએ કે દસમી તારીખે હજ્જના ચાર કામ છે. પ્રથમ રમી, ફરી ઝુબ્હ કરવું, ફરી મુડાવવું, ફરી તવાફ; એમાં તવાફને સર્વથી પાછળ કરવો સુંનત છે. અને જો સર્વથી પહેલાં અથવા વચમાં કરશે તો કંઇ હરજ નહી પણ મકરૂહ છે. અને (તવાફ વગર) હજ્જના ત્રણ કામોમાં કારેન તથા મોતમત્તેને તરતીબ વાજેબ છે. અને મુફરેદને ફકત રમી તથા મુડાવવામાં તરતીબ વાજેબ છે; કારણ કે એના ઉપર ઝુબ્હ કરવું વાજેબ નથી. જો તેમાં આગળ પાછલ કરસે તો દમ વાજેબ થશે. અને તકસીરનો દમ તે કિરાનના દમથી અદા

થતો નથી પણ બીજો જુદો દમ આપવો પડે છે. અને જો કોઇ વાજેબને વગર ઉજરે તરક કરશે તો દમ આપવો પડશે. અને જો ઉજરથી છોડશે તો કંઇ આપવું પડતું નથી.

એહરામમાં મના થએલી એવી વસ્તુને કે જેના સબબથી દમ આપવો વાજેબ થાય છે જો ઉજરથી કરશે તો તેને અખ્તીઆર છે. ચાહે તો હરમમાં ઝુબ્હ કરે હરમની હદ બહાર ઝુબ્હ કરે નહીં. અને ઝુબ્હ કરનારને તેનું ખાવું દુરૂસ્ત નથી. અને ચાહે તો છ મિસકીનોને અડધો અડધો સાઅ ઘઉં અથવા એક એક સાઅ જવનો માલેક કરી આપે. અને મક્કાના મીસકીનોને આપવું ઘણુ અફ્ઝલ છે. અને નહીં તો જ્યાં ચાહે ત્યાં આપે પણ દરેક મિસકીનને સદકએ ફિત્રથી ઓછું આપે નહીં. નહી તો દુરૂસ્ત થશે નહીં. જો વધારે આપશે તો વધારે ગણત્રીમાં આવશે નહીં. દાખલા તરીકે જો ત્રણ સાઅ ઘઉં સાત મીસકીનોને બરાબર આપશે તો એકને આપેલું પણ ગણત્રીમાં આવશે નહીં. અને જો ત્રણને આપશે તો બીજા ત્રણ મિસકીનોને આપવું પડશે. અને જો ચાહે તો ત્રણ રોઝા રાખે જ્યાં ચાહે, હરમ હોય કે તે બહાર હોય, અને જો ઉજરથી એવું મના કામ કર્યું હશે કે તેથી સદકો આપવો પડે છે, તો તેને અખત્યાર છે જોઇએ તો અડધો સાઅ ઘઉં એક મિસકીનને આપે અથવા એક રોઝો રાખે.

બુખાર, ઠંડ, જખમ, માથું દુઃખવું વિગેરે ઉજર ગણાય છે અને બીમારિનું હંમેશ રેહવું અથવા હલાકીએ પુગવું એ શરત નથી. પણ ઉજર થવા માટે તકલીફ અને મશક્કત થવી બસ છે. ભુલચુક બેહોશી, ઉંઘ અને ગરીબાઇ એ ઉજર નથી. જો આ હાલતોમાં વગર કોઇ ઉજરે કંઇ તકસીર કરશે તો તેની ગુન્હાગારી આપવી પડશે તેને

ઉઝરવાળા જેવો અખત્યાર થશે નહીં. જો ગરીબાઇને લીધે એને કફારો નહીં મળશે તો તેને માથે વાજેબ રહેશે. અને જે કોઇ ઉઝરથી કંઈ કામ કરે તો તેના ઉપર વાજેબ છે, કે જરૂરતથી આગળ વધે નહી. દાખલા તરીકે જો ટોપી પહેરવાથી જરૂરત ટલતી હોય તો ફેંટા બાંધે નહિ. જો ફેંટા બાંધશે તો ગુનોહ થશે બીજો કફારો આપવો પડતો નથી. પણ જો ટોપી સિવાય બીજી જગ્યામાંથી માથું ફેંટાથી ઢાંકશે તો તેની ગુનેહગારી જુદી વાજેબ થશે.

સ્ત્રી મીલાપ (જીમા) કે સોપારી જેટલું આદમીને આગલે રસ્તે અથવા પાછલે રસ્તે દાખલ કર્યું હોય અગર જો મની નીકળી ન હોય ઉંઘમાં કર્યો હોય અથવા જબરદસ્તીથી કર્યો હોય અથવા કોઈ સ્ત્રીએ ગધેડાનો જકર અથવા માણસનો કે કોઈ જનાવરનો કપાયલો જકર પોતાની ફુરજ (પીશાબની જગ્યા)માં દાખલ કર્યો હોય, તો જો એ કામ અરફાતમાં ગયા પહેલા કર્યું હોય તો હજ્જ ફાસેદ થશે. ફરી જેવી રીતે સહી હજ્જમાં કરે છે તેવી રીતે હજ્જના સર્વ કામ બજાવી લાવે. અને મના થએલા કામોથી બચતો રહે, જો મના થએલા કામોને કરશે તો તેની ગુન્હાગારી આપવી પડશે. અને હજ્જના કામો કર્યા વગર એહરામમાંથી નીકળશે નહીં. અને હજ્જ ફાસેદ કરવાનો દમ આપવો વાજેબ થશે. અને આવતે વર્ષે તેની કજા કરે. જો કે તે નફલ હજ્જ હોય. કારણ કે તે શરૂ કરવાથી વાજેબ થાય છે. અને કજા કરતી વેળા સ્ત્રીને જુદી રાખવી વાજેબ નથી. પણ જો ફરી જીમામાં પડવાની બીક હોય તો એહરામના વખતથી જુદા થવું મુસ્તહબ છે. જો અરફામાં ગયા પછી આ કામ થયું હોય તો જો તે મુંડાવવા તથા તવાફે ઝિયારતથી પહેલાં થયું હોય તો બદના (ઉંટ, ગાય) આપે. અને મુંડાવવા

પછી પણ તવાફ પહેલા થયું હોય અથવા તવાફ પછી પણ મુડાવવા પહેલાં થયું હોય તો દમ આપવો વાજેબ છે. અને કારેન જો ઉમરાના તવાફ તથા અરફામાં જવા પહેલા જીમા કરશે, તો હજ્જ અને ઉમરો બંને ફાસેદ થશે. કિરાનનો દમ તેને માથે હવે રહયો નહીં. પણ હજ્જ ઉમરો બેને છોડવાના બે દમ આપવા વાજેબ થશે. અને સર્વ કામો પુરા કરીને એહરામથી બહાર આવે જેમ કે ઉપર જણાયું છે. અને જો તે ઉમરાના તવાફ તથા અરફાતમાં જવા પછી પણ મુડાવવા પહેલાં જીમા કરશે તો બદનો તથા દમ આપશે અને કિરાનનો દમ પણ આપવો પડશે. અને જો મુડાવવા પછી કરશે તો એક દમ આપશે અને કિરાનનો દમ પણ આપશે. અને ઉમરાના તવાફના ચાર શોત પહેલાં જીમા કરવી એ ઉમરાને ફાસિદ કરનાર છે. અને દમ વાજેબ થશે. ઉમરાના બીજા કામો કરીને એહરામથી નીકળે અને ઉમરાને કજા કરે. અને જો ઉમરાના ચાર શોત પછી કરી છે તો દમ આપે ઉમરો ફાસેદ થયો નથી.

મોહરેમ જો ખુશકીના જાનવરને કે જેની પેદાએશ જમીન ઉપર થતી હોય અગર જો તે દરયામાં રહેતુ હોય જેવી કે બતક તેને શિકાર કરી કતલ કરશે અથવા ઇશારાથી કે વાતથી કતલ કરનારને બતાવશે અને કતલ કરનાર તેને ઝુઠવે નહી તથા તેથી પહેલાં તે તેને જાણતો પણ નહોતો તથા જ્યાં બતાવ્યું હતું ત્યાંજ તે કતલ થયું તથા મોહરેમ કતલનાં વખતે એહરામમાં હતો તો તેનો બદલો આપવો વાજેબ થશે. જો કેટલીકવાર કતલ કરશે અથવા બતાવશે તો દરેક વખતનો બદલો જુદો આપશે. અને ભુલચુક વગેરે હાલતો એમાં સરખી છે. અને જો મોહરેમ કતલ કરનારની કોઇ પણ રીતે મદદ

કરશે જેમ કે છરી અથવા ભાલો પકડાવે અથવા કતલ કરનારને કતલ કરવાનો હુકમ કરશે તો પણ તે બદલો આપશે. અને જે જાનવર દરયામાં જન્મતું હોય ફરી જો તે ખુશકીમાં રહેતું હોય જેમકે દરયાઇ કુતરૂં, દેડકું, કેકડો, મગર, કાચબો અને એ સિવાય બીજાું કંઇ અગર જો તે ખાવામાં આવતું ન હોય તેનો શિકાર કરવો દુરૂસ્ત છે. અને ખુશકીના શિકારમાં અગર જો તે હરામ હોય જેમ કે ખિનઝીર (સુવ્વર) તેના શિકાર કરવાથી બદલો આપવો વાજેબ થાય છે. પણ વરૂ અને અકઅક સિવાય બીજી જાતનો કાગડો, ચીલ, વીંછું, સાપ, ઊંદર, કુતરૂં, અગર જો તે જંગલી હોય, બીલાડી ઘરમાની. કીડી, ચાંચડ, જવા પ્રવાના, (ભરમચું) માંખ સીપકલી, મધમાંખ, તોલચો, અને સર્વ જાતના ઝેહેરવાળા જાનવર અને જે જે જાનવર કે ખાવામાં આવતા ન હોય ને હુમલો કરે અને વગર કતલ કરે દફે થતું ન હોય તો આ સર્વને કતલ કરવામાં કંઇ આપવું પડતું નથી. પણ જે કીડી દુઃખ દે નહિ તથા એવીજ રીતે બીજા જાનવરો જે ઇજા કરે નહીં તેને કતલ કરવા દુરસ્ત નથી, અગર જો કતલ કરવાથી તેનો બદલો વાજેબ થતો નથી. અને જો નહીં ખાવામાં આવતું જાનવર જો હુમલો નહીં કરે અથવા હુમલો તો કરે પણ વગર કતલ કરે તે દફે થઈ શકે છે અને ફરી તે મારી નાખે, તો જો તે કોઇની મીલકત ન હશે તો તેનો બદલો આપવો પડશે પણ બકરીની કીંમતથી વધારે આપવું પડશે નહીં. ભલેને તે હાથી હોય, અને જો તે જાનવર કોઇની મીલકત હોય, અથવા તે ઊંટ વગેરે ખાવામાં આવે તેવા જાનવરે હુમલો કર્યો અને મોહરેમે તેને કતલ કર્યું તો માલેકને જેટલી કીંમત થાય તેટલી આપવી જોઇએ અગર જો બકરાની કીંમતથી

વધી જાય. અને મોહરેમને બકરી ઝુબ્હ કરવી જો તેનો બાપ હરણ હોય. અને ગાય, ઊંટ, મરઘી તથા દેશી બતકને ઝુબ્હ કરવા દુરસ્ત છે પણ જંગલી બતક શિકાર છે તેનો શિકાર કરવાથી બદલો આપવો વાજેબ થશે, અને હલાલ (માણુસે) જો હિલમાં શિકાર કર્યો અને હિલમાંજ ઝુબ્હ કર્યો હોય અગર જો તેણે મોહરેમને માટે શિકાર કર્યો હોય તો જો મોહરેમે બતાવ્યું ન હશે તથા મદદ કે હુકુમ કર્યો ન હશે તો મોહરેમને આ શિકાર ખાવો દુરસ્ત છે. પણ જો એમાંથી કંઇ (મદદ વગેરે) કરી હશે તો મોહરેમને ખાવું દુરસ્ત નથી, અને હલાલ માણુસને ખાવું દુરસ્ત છે. અને હરણ વગેરે પાલેલો શિકાર તે શિકારનીજ ગણુતરીમાં છે તેને કતલ કરવાથી બદલો તથા તેના માલેકને કીંમત જુદી આપવી પડશે. અને જે ઊંટ જંગલી થયું હોય તે શિકારની ગણુતરીમાં નથી. અને જો કતલ વગર અખત્યારે કર્યું હશે તો પણ તેનો બદલો વાજેબ થશે.

અને શિકારનો બદલો આ છે કે બે આદેલ (પ્રમાણીક) આદમી તે શિકારની કીંમત ઠેરવે અને જો એક આદેલ હોય તો પણ બસ છે. અને તે કીંમત કતલ કરેલી જગ્યાની કીંમતને માફક હોવી જોઇએ. જો ત્યાં તેની કીંમત ન હોય તો તેને પાસેની જગ્યાની કીંમતને માફક ઠેરવે અને કીંમત કરવામાં તેની ખુબી અને ખુબસુરતી જે પેદાએશથી હોય તેની ગણુતરી કરે, પણ જો તે શીખવેલું હોય તો તેની કીંમત બદલામાં વધારાય નહીં પણ માલિકને કીમત અપાવવામાં શીખવવાની કીમત પણ આપવામાં આવશે. ફરી કાતેલને અખ્તીયાર છે ચાહે તો કીમતથી હદી ખરીદીને હરમમાં ઝુબ્હ કરે. અથવા અનાજ ખરીદીને દરેક મિસ્કીનને સદકએ ફિત્રને અંદાજે જયા ચાહે ત્યાં આપે. ફિત્રના

અંદાજથી વધારે ઓછું ગણતરીમાં આવશે નહીં. જેમકે ઉપર બયાન થયું છે અથવા દરેક મિસકીનના ખાણાને બદલે એક એક રોઝો જ્યાં ચાહે ત્યાં રાખે. અને જે અનાજ ફિત્રના અંદાજથી થોડો બચે અથવા મુલથીજ થોડો હોય જેમકે ચલ્લીનો બદલો તો તેને યાતો એક મિસ્કીનને આપે અથવા એક રોઝો રાખે. અને આ જગ્યા ઇબાહતની રૂએ ખાવું આપવું (ખવડાવવું) પણ દુરૂસ્ત છે. અને કીમત આપવી પણ દુરૂસ્ત છે. પણ દરેક મિસ્કીનને ફિત્રના અંદાજથી ઓછી વધતી કીંમત આપે નહીં. અને જો દરરોજ એકજ મિસ્કીનને આપ્યા કરશે તો પણ દુરૂસ્ત છે. અને વાજીબ સદકાની જેમ ઓસુલ (બાપદાદા)ને તથા ફેરૂ (દીકરા પોતરા)ને બાયડીને ગુલામને અને પૈસાદારને આપે નહીં. અને જો કોઇએ રેહવાને માટે તંબુ ઉભો કર્યો, અને તેમાં શિકાર ભેરવાઈ મરી ગયો તો કાંઈ ડર નથી. અને જો શિકારને જખમી કર્યો અથવા તેની પાંખ ઉખેડી અથવા તેનો કોઈ અંગ કાપી નાખ્યો પણ તેથી તે જાનવર મર્યું ન હોય તો તેની કીમતની નુકસાની આપવી પડશે. દાખલા તરીકે સાજા શિકારની કીમત એક રૂપીયો હોય અને આ નુકસાન કે જે તેણે તેમાં કર્યું તેથી તેની કીમત બાર આનાની થઈ તો ચાર આના કીમતની નુકસાનીના આપવા વાજેબ થશે. પણ જો શિકારના લાભનો વિચાર હોય જેમકે બીલાડીથી છોડવતામાં નુકસાની થાય અથવા મરી જાય તો તેમાં કાંઈ નથી. જો જખમી થઇને શિકાર ગાએબ થાય અને તેના મરવા જીવવાનો હાલ જણાય નહીં તો એહતેયાતને માટે પુરી કીંમત આપવી પડશે, અને જો જખમ સાજો થાય અને કાંઈ અસર પણ બાકી ન રહે તો પણ બદલો આપે. જો જખમની જઝા (બદલો) આપી નહોતી અને ફરી તે જાનવરને

કતલ પણ કર્યું તો જખમની ગુન્હગારી ત્થા કતલનો બદલો જુદો જુદો આપવો પડશે. અને જો શિકારની બાજુ કે ટાંગ એવી રીતની તોડી હોય કે તે પોતે પોતાનો બચાવ પોતાના દુશ્મનથી કરી શકે નહીં, તો શિકારની પુરી કીંમત આપવી પડશે. જો શિકારના ઇંડાને તોડયું હોય હવે જો તે ગંદુ થયું ન હોય તો ઇંડાની કીંમત આપે. અને જો તેમાંથી બચ્ચુ નીકળે કે જે તોડવાના સબબથી મરી ગયું હોય તો જીવતા બચ્ચાની કીંમત આપે. અને ઇંડું તોડવા પહેલાંથી બચ્ચું મરેલું હોય તો ઇંડુ કે બચ્ચું કોઇનો પણ બદલો આપવાનો નથી. અને જો તોડવાથી પહેલા મર્યું છે કે તોડવાથી મર્યું છે એમ જણાયું ન હોય તો એહતેયાતને માટે જીવતા બચ્ચાની કીંમત આપે. જો મોહરેમે શિકારનું દૂધ દોહયું હોય તો દુધની કીંમત આપે.

હવે જાણવું જોઇએ કે શિકાર હરમનો હોય કે હિલ્લનો હોય મોહરેમના હક્કમાં સર્વ બરાબર છે. એ સર્વના કતલ કરવાથી તથા બતાવ્યાથી તથા નુકસાન કર્યાથી બદલો આપવો વાજેબ થશે.

જો જૂ મારે અથવા કપડાને તડકામાં નાખે કે જેથી જૂ મરે તો એક જૂ મરે તો એક જૂને બદલે રોટલીનો એક તુકડો અને બેમાં એક મુઠી ઘઉં અને ત્રણથી વધુમાં પૂરો એક સદકો આપે. તીડમાં પણ એવીજ રીતે છે. એટલે ત્રણથી વધુમાં અડધો સાઅ ઘઉં અને ત્રણ સુધી જે ચાહે તે આપે. અને જો જૂ મારનારને બતાવશે તો સદકો આપે.

હિલ્લમાં જે કોઈ એહરામ બાંધે અને તેના હાથમાં શિકાર હોય તો તે શિકારને એવી રીતે છોડવું વાજેબ છે કે તે હલાક થાય નહીં. અથવા તેને પિંજરામાં રાખે અથવા કોઈ હલાલની પાસે અનામત રાખે. એહરામ બાંધતી વેળા જો શિકાર ઘરમાં હોય, અથવા પિંજરામાં

હોય અથવા પિંજરૂં હાથમાં હોય અથવા શિકારના ગળામાં દોરડી બાંધેલી હાથમાં હોય તો આ સુરતોમાં શિકારનું છોડવું વાજેબ નથી. જો આ શિકારને એહરામ પહેલાં પકડયો હોય તોએ અને એહરામ બાંધયા પછી પકડયો હોય તો પણ દરેક હાલતમાં તેને છોડવું વાજિબ છે. જે શિકારને એહરામ પહેલાં પકડેલો અને એહરામની વખતે તેને છોડયો તો તે મોહરેમની મિલકમાંથી નીકળતો નથી. જો કોઈ તેને પકડશે તો તે તેનાથી લઈ શકે છે. અને જો એહરામ પછી પકડીને છોડયો હશે તો તેને લઇ શકતો નથી કારણ કે એહરામને લીધે તે તેનો માલિક થતો નથી. જો કોઈ બીજો મોહરેમ આકેલ બાલેગ તે શિકારને કતલ કરશે તો પકડનારો અને મારનારો બંનેને પુરેપુરો બદલો આપવો પડશે. અને ફરી પકડનારો કતલ કરનાર પાસેથી પાછો લે, જો હલાલે કતલ કર્યો હશે અથવા તે શિકાર હરમનો હશ તો કતલ કરનાર પણ બદલો આપે. અને જો તે હિલ્લનો છે તો હલાલ કતલ કરનાર ઉપર કંઇ નથી. પણ પકડનારો બદલો આપે. અને જો માલનો બદલો આપ્યો હશે તો ફરી તેની પાસેથી લીએ પણ જો રોઝા રાખ્યા હશે તો તેની પાસેથી કંઇ લે નહીં. અને જો બે મોહરેમ એક શિકારને કતલ કરશે તો બન્ને પુરો બદલો આપશે. જો મોહરેમ શિકાર પકડીને વેચશે અને ખરીદનારો હલાલ હોય તો વેચાણ બાતલ થશે. અને વેચનાર હલાલ હોય તો મોહરેમનું શિકાર ખરીદવું બાતેલ છે. અને એવીજ રીતે હેબા વગેરેનો શિકારનો મામલો મોહરેમનો કરેલો બાતેલ છે. જ્યારે હરમમાં મોહરેમ અથવા હલાલ દાખેલ થાય અને તેની પાસે શિકાર હોય અગર જો પીંજરામાં હોય તો તેને છોડવું વાજેબ છે. કેમકે તે હવે હરમનો શિકાર થયો છે, જો મોહરેમે એહરામ પછી અથવા હલાલે હરમમાં

દાખલ થતી વખતે શિકારનું વેચાણ કર્યું હશે તો વેચાણ રદ થશે, જો તે શિકાર હલાક થશે અથવા ખરીદાર ગાએબ થશે, તો વેચનારે બદલો આપવો પડશે. જો કોઈની પાસે બાઝ (શકરો) હોય અને હરમમાં દાખલ થતી વખતે તેણે તેને છોડયો, તો જો તે બાઝ (શકરો) હરમના કબુતરને મારી નાખશે તો તે શખ્સ ઉપર કાંઈ નથી. જો હલાલ આદમી હરમના શિકારનું દુધ દોહશે તો તે દુધની કીંમત આપે અને જો હલાલ હરમના શિકારને જુબ્હ કરશે તો શિકારની કીંમત તેને માથે વાજેબ થશે. જેમ વર્ણવવામાં આવ્યું છે તેમ જોઈએ તો તે કીંમતથી હદી ખરીદીને હરમમાં જુબ્હ કરે અથવા મિસકીનોને ખાવાનું આપે અને એને રોઝો રાખવો બસ નથી. જો મોહરેમ હરમના શીકારને કતલ કરશે તો તેની ગુન્હાગારીમાં રોઝો રાખવો પણ દુરૂસ્ત છે, જો હલાલ હરમના શીકારને કતલ કરનારને બતાવશે તો ગુન્હગાર થશે. પરતુ કાંઈ આપવું પડતું નથી. પણ મોહરેમ માટે એથી ઉલટું છે. તેને બતાવવાથી પુરો બદલો આપવો પડે છે, જો બે હલાલ મળીને હરમના શીકારને કતલ કરશે તો અડધો અડધો બદલો આપશે. જો હરમના હરણને ભડકાવીને કહાડી મુકશે ફરી તે હરણ હરમથી નીકળીને જણશે અને બન્ને મરી જશે તો બન્નેનો બદલો આપવો પડશે પણ જો હરણ માટે બદલો આપ્યો હશે ને ફરી બચ્ચું જણી હશે તો બચ્ચાનો બદલો કાંઈ આપવો પડતો નથી. પણ તેને પાછું હરમમાં લઈ જવું વાજેબ છે. જો કોઈની સવારીના આગલા પાછલા પગથી અથવા મોંથી શીકાર હલાક થશે તો તેનો સવાર બદલો આપશે. જો હરમના ઝાડની ડાલી ઉપર જાનવર હોય એવી રીતે કે જો તે પડે તો હિલ્લમાં પડે તો શીકાર હિલ્લનો છે અથવા એવી રીતે હોય કે જો તે પડે તો હરમમાં

પડે તો તે શીકાર હરમનો છે. જો જાનવરના પગ હરમમાં હોય અને માથું હિલ્લમાં હોય તો તે શિકાર હરમનો થશે. અને જે શિકારને મોહરમે ઝુબ્હ કર્યો અગર જો તે હિલ્લનો હોય છતાં હરામ મુરદારના હુકમમાં છે. હરમનો શિકાર જો હલાલ અથવા મોહરેમ ઝુબ્હ કરશે તો તે મુરદારના હુકમમાં છે. પણ કેટલાકની નજદીક હરમના શિકારને હલાલ ઝુબ્હ કરશે તો તે હલાલ છે; અને ગુન્હગારી આપવી વાજેબ છે. જો હરમના શિકારનું ઇંડું ભુંજયું અથવા તેનું દુધ દોહયું અને તેનો બદલો આપ્યો તો તે ઇંડાનો તથા દુધનો તે માલેક થાય છે. અને તેનું વેચવું કરાહીયતની સાથે જાએઝ છે, પણ ખરીદનારના હક્કમાં તે મકરૂહ નથી.

જો હરમની લીલી ઘાસ કાપશે તો તેની કીમત આપવી તેને માથે વાજેબ થશે. પણ સુકી ઘાસ, ઇજખેર અને ખંબીને તોડવા દુરૂસ્ત છે. જો હરમના ઝાડને કાપી નાખ્યું તો જો તે આપોઆપ ઉગ્યું હોય અને તે એવી જાતનું પણ ન હોય કે લોક રોપતા હોય તો તેનો કાપનારો હલાલ હોય કે મોહરેમ હોય તેની કીંમત વાજેબ થશે. અને ઝાડ તથા ઘાસની કીંમતથી અનાજ અથવા હદી ખરીદી ઉપર બતાલાવ્યા પ્રમાણે સદકો કરે. અને કીંમત આપ્યા પછી ઘાસ, લાકડાં કાપનારની મીલ્કત છે અને તેને વાપરવા તેને દુરૂસ્ત છે, અને વેચવું મકરૂહ છે. પણ ખરીદારના હક્કમાં મકરૂહ નથી. જો એ ઝાડ કોઇના મીલ્કતમાં પણ હોય. દાખલા તરીકે જેમકે બાવલ કોઇની માલેકી જમીનમાં ઉગી નીકળે તો બીજી કીંમત માલેકને પણ આપવી પડશે. જે ઝાડ કોઇનું રોપેલું હોય ફરી રોપવાની જાતીનું હોય જેમકે દાડમડી. અથવા ન હોય જેમકે બાવલ, તેને કોઇએ રોપ્યું તો તેના કાપવાથી બદલો આપવો પડતો નથી, પણ તેના માલીકને કીમત આપવી પડશે. જે ઝાડ

રોપાતાં ઝાડની જાતીમાંથી હોય, જેમકે દાડમડી અને તે કોઇના રોપ્યા વિના ઉગી નીકળ્યું અથવા તે કોઈની મીલ્કતમાં ન હોય તો પણ બદલો આપવો પડતો નથી. પણ જો તે કોઈની મીલ્કતમાં હોય તો તેની કીંમત માલિકને આપે. અને જે ઝાડના પાંદડાં તોડવાથી ઝાડને નુકસાન થતુ ન હોય તો તેના પાંદડાં તોડવા દુરૂસ્ત છે. અને જો નુકસાન થતું હોય તો દુરૂસ્ત નથી. અને ફલદાર ઝાડ જો આપોઆપ નીકળ્યું હોય તો પણ તેનું કાપવું દુરૂસ્ત છે. પણ જો તે કોઇની મિલકતમાં હોય તો માલિકનો હુકમ લેવો શરત છે. જો તંબુ ગાડતાં અથવા ચુલો, તંદુર ખોદતાં અથવા ચાલતાં ઘાસ લાકડી તુટે તો કશી હરકત નથી, અને સુકી લાકડી અને ઝાડ અથવા તુટીને ઉખેડાયલું ઝાડ કે જે લીલુ થઈ શકતું ન હોય તેને કાપવું દુરૂસ્ત છે. ઝાડની જડ પ્રમાણે ગણતરી થાય છે. જો ડાળી હરમમાં હોય અને જડ હિલ્લમાં હોય તો તે હિલ્લનું ઝાડ છે. અને જો જડ હરમમાં હોય અને ડાળીઓ હિલ્લમાં હોય તો તે હરમનું ઝાડ છે. જો અડધી જડ હરમમાં અને અડધી હિલ્લમાં હોય તો પણ તે હરમનું ઝાડ છે.

હવે જાણવું જોઇએ કે હદી ચલાવી તમત્તોઅ કરનાર હજ્જના એહરામ પછી તથા કારેન જો એહરામમાં મના થએલું કાંઇ કામ કરશે તો મુફરેદથી બેવડી ગુન્હગારી આપવી પડશે. (બે એહરામનો ગુનોહ). અને જો તે કોઇ વાજેબ છોડશે અથવા હરમના ઘાસ ઝાડ કાપશે તો મુફરેદની જેમ એકજ ગુન્હગારી આપે. અને જે શખ્સ પોતાની મીકાતથી વગર એહરામ બાંધે આગળ વધશે તેના પર દમ વાજેબ થશે. પણ જો પાછો હટી મીકાત ઉપર આવીને એહરામ બાંધી લેશે તો દમ માથે રેહશે નહીં. અને જો પાછો નહીં ફર્યો અને મીકાતથી

વધીને એહરામ બાંધ્યું તો દમ વાજેબ થયું. પણ જો એહરામ બાંધીને હજ્જનું કાંઇ કામ કર્યું ન હશે ને પાછો એહરામ બાંધેલો મીકાત ઉપર ચાલ્યો આવશે અને મીકાત પર આવીને તલ્બીયા કેહશે તો દમ માથે રેહશે નહીં. તવાફ્નો એક શોત કરવાથી પણ હજ્જનું કામ કરવું ગણાશે, અને શોત પુરો થવા પહેલાં ગણાશે નહીં. અને પાછું હટીને આવવું એ શખ્સ ઉપર વાજેબ છે પણ જો હટીને આવવામાં હજ્જ ફોત થવાની બીક હોય તો પાછો ફ્રે નહી. જો એ શખ્સ પાછો નહીં ફ્ર્યો અથવા પાછો ફ્ર્યો પણ મીકાત ઉપર આવીને તલબીયા કહી નહીં અથવા હજ્જનું કામ શરૂ કર્યાં બાદ પાછો ફ્ર્યો તો આ ત્રણે સુરતોમાં દમ આપવુંજ પડશે. અને જે કોઇ કેરાન માટે જાય અને વગર એહરામે મીકાતથી આગલ વધે તો તે મુફ્રેદની જેમ એકજ દમ આપે.

જો કોઇ મીકાતથી બહાર રેહનારો (આફ્રાકી) હિલ્લમાં એટલે મીકાત અને હરમની વચ્ચે કંઇ કામને માટે જાય, દાખલા તરીકે કોઇ મુંબઇથી જુદ્દા કોઇ જરૂરતને માટે જાય. તો તે શખ્સને વગર એહ-રામે જવું દુરસ્ત છે. જ્યારે તે ત્યાં ગયો તો ત્યાંના લોકો તથા રેહનારાઓના હુકમમાં એ પણ આવ્યો. તો ફ્રી જો એ શખ્સ હવે મક્કામાં કોઇ જરૂરતને લીધે જશે તો વગર એહરામે એને જવું દુરસ્ત છે. અને જો હજ્જ કરવા ચાહે તો હિલ્લમાંથી એહરામ બાંધે જેમકે ત્યાંના લોકો કરે છે. જો આફ્રાકી એટલે મીકાતથી બહાર રેહનારો વગર એહરામે હરમમાં જશે તો તેને હજ્જ અથવા ઉમરો કરવો વાજેબ થાય છે, જો અનેકવાર ગયો હશે તો દરેકવાર, વગર એહરામે જવાને બદલે એક એક હજ્જ અથવા ઉમરો કરવો પડશે. જો મીકાત ઉપર પાછો ફ્રીને એહરામ બાંધી લેશે તો છેલ્લી વેળાના (વગર એહરામે) જવાનો

બદલો કાફી થશે. અને બાકી માથે વાજેબ રહેશે. અને જો આફાકી વગર એહરામે જશે અને ફરી તેજ વર્ષમાં ફરજ હજ્જ અથવા નજર (હજ્જ) અથવા નજર ઉમરો અદા કરશે, તો પણ વગર એહરામે દાખલ થવાનો કાયદો માથે રેહશે નહીં. પણ જો આગલે વર્ષ કરશે તો માથેથી ઉતરશે નહીં તેને માટે જુદું એહરામ બાંધીને અદા કરવું પડશે.

જો કોઇએ ઉમરો કર્યો અને ફરી બોડાવવા કે કતરાવા પહેલાં બીજા ઉમરાનું એહરામ બાંધ્યું તો દમ આપશે. પણ જો બીજો ઉમરો અદા કર્યા પહેલાં મુડાવશે (અથવા કતરાવશે) તો બીજો દમ ફરી આપવો પડશે. વલ્લાહો તઆલા આલમો.



## ફસલ ૬.
## હદી તથા કુરબાની વિષે.

એક વર્ષની વયની બકરી કે ઘેટું, પાંચ વર્ષનું ઉંટ અને બે વર્ષની ગાય કે ભેંસ હદી કહેવાય છે. તેને (ગરદનમાં) કેલાદો નાખીને પ્રખ્યાત કરવી અથવા સાથે અરફાત ઉપર લઈ જવી વાજેબ નથી. પણ કેરાન, તમત્તોઅ, નફલ, અને નજરના દમને જો તે બુદના હોય તો કેલાદો નાખીને અરફાતમાં સાથે લઇ જવું મુસ્તહબ છે, પરંતુ જો ઘેટું કે બકરી હોય તો મુસ્તહબ નથી. ઝુબહ કરનારને (જેના તરફથી ઝુબ્હ થયું હોય તેને) કેરાન તથા તમત્તોઅના દમમાંથી ખાવું મુસ્તહબ છે. અને નફલ દમ જો હરમમાં જઇને જુબ્હ થાય તો તેનું પણ ખાવું ઝુબ્હ કરનારને દુરૂસ્ત છે. અને ગુન્હગારીનો દમ, હજ્જથી રોકાણનો દમ, નજરનો દમ, અને નફલ દમ જે માર્ગમાં ઝુબ્હ થાય અને હરમ સુધી પુગે નહીં તે ઝુબ્હ કરનારને તથા પૈસાવાળાઓને ખાવું દુરૂસ્ત નથી. જો ખાશે તો કીંમત આપવી પડશે.

હદીની સર્વ જાતને હરમમાં ઝુબ્હ કરવી જરૂર છે. હરમથી બહાર દુરૂસ્ત નથી. પણ તે મિનામાંજ થાય એ અગત્યનું નથી. અને તે હરમના ફકીરોને આપવું અફઝલ છે પણ તેઓનેજ આપવું એવું બંધન નથી. કેરાન તથા તમત્તોઅના દમને ઐયામે નહરમાં ઝુબ્હ કરે જો પહેલાં ઝુબ્હ કરશે તો ગણતરીમાં આવશે નહીં અને જો ઐયામે નહર પછી કરશે તો ગણત્રીમાં આવશે. પણ ઢીલ કરવાનો એક દમ આપવો પડશે અને બીજી હદીમાં ઐયામે નહરનું બંધન (શરત) નથી.

અને હદીની નકીલ (અછોડો) તથા ઝૂલ (ઓઢણુ) ને પણ સદકે કરે, અને કસાઇની મજુરી હદીમાંથી આપે નહી પણ જો સદકો કે

હદયાની રૂએ આપે તો કાંઇ દોષ નથી. અને હદી ઉપર સવાર થાય નહીં અને જો લાચારી હોય તો કંઇ હરકત નથી, પણ જો સવારી કરતાં અથવા બોજો લાદતાં કંઈ નુકસાની થશે તો નુકસાનીનો બદલો ફકીરોને આપવો પડશે. અને તે પૈસાવાળાઓને આપવું પૂરતું (કાફી) થશે નહીં. અને હદીનું દૂધ દોહવું નહીં. જો તે ઘણું ટપકવા લાગે, તો જો ઝુબ્હ કરવાનો વખત પાસે આવ્યો હોય તો તેને ઠંડા પાણીથી બંધ કરે અને જો ઝુબ્હ કરવાનો વખત આઘે હોય તો દોહીને ફકીરોને સદકો આપે. જો પૈસાવાળાઓને આપશે અથવા પોતે પીશે તો કીંમત આપવી પડશે.

જો હદીમાં તેની જગ્યાએ પુગવા પહેલાં એવું કંઈ નુકશાન થાય કે તેની કુરબાની થઇ શકતી ન હોય તો જો તે હદી વાજેબ છે, તો તેના બદલામાં બીજી લાવે, અને નુકસાનીવાળીને ચાહે તે કરે. અને જો તે હદી નફલ હોય તો જુબ્હ કરે અને તેના કેલાદાને તેના ખુનમાં ખરડીને તેની કોહાન ઉપર ખુનનો ડાઘો લગાડે. એ નિશાન આ વાતની છે કે તેને પૈસાદાર ખાય નહીં.

હજ્જ કરનાર જો મુસાફર હોય તો તેને માથે કુરબાની વાજેબ નથી. જો તે પૈસાવાળો હોય છતાં વાજેબ નથી. પણ જો મક્કામાં (પંદર દીવસની કે તેથી વધારેની નૈયત કરી) રહેવાને લીધે મુસાફર નહીં રહે અને મોકીમ થાય તો પૈસાવાળો હોવાથી તેના પર કુરબાની પણ વાજેબ છે. કેરાન વગેરેના દમથી કુરબાની માથેથી ઉતરતી નથી. પણ કુરબાની એક જુદુ વાજેબ છે. તેનુ અદા કરવું પણ જો હાજી પૈસાવાળો તથા મોકીમ હોય તો વાજેબ છે.

જો મોહરેમ દુશમન કે દરિન્દા ( ફાડી ખાનાર જાનવર ) કે બીમારીના ગલબાની બીકથી રોકાઈ જાય તેને મોહસર કહે છે. તો

જો એ મોહસર મુફરેદ છે અથવા ઉમરો કરનાર છે તો તે એક દમને અથવા દમની કીંમતને આપીને કોઇને હરમ શરીફમાં મોકલે કે તે શખ્સ હરમમાં જઇને ઝુબ્હ કરે. અને ઝુબ્હ કરવાનો વખત તથા તારીખ નીમે કે જેથી ઝુબ્હ કર્યા બાદ એ હલાલ થાય. આ ઝુબ્હમાં પણ ઐયામે નહર જરૂર નથી (તેથી આગળ પાછળ ઝુબ્હ કરશે તોએ દુરૂસ્ત છે) અને જો દમ અથવા તેની કીંમતની શક્તિ ન હોય તો જ્યાં સુધી હરમમાં ઝુબ્હ ન થાય અથવા પોતે જઇને તવાફ, સઇ કરીને મુડાવે નહીં; ત્યાં સુધી તે હલાલ થઈ શકતો નથી. જો તે મોહરેમ કારેન છે તો બે દમ મોકલે. જો એક દમ મોકલશે તો એક પણ એહરામથી નીકળશે નહીં અને જો મોહસર દમ મોકલે નહીં પણ જ્યાં સુધી રોકાણ કરનાર દુર થાય નહીં ત્યાં સુધી સબર કરે. અને ફરી પોતેજ જાય તો પણ દુરૂસ્ત છે. ફરી જો હજ્જનો વખત મળી આવ્યો તો ઠીક, અને નહીં તો ઉમરાના કામો કરીને હલાલ થાય.

મોહસર મુડાવે અથવા ન મુડાવે ફક્ત ઝુબ્હથી હલાલ થાય છે. જો જુબ્હના વખતથી પહેલાં હલાલ થશે અથવા એવું જણાશે કે જુબ્હ હરમમાં થયું નથી પણ હિલ્લ (હરમ બહાર) થયું છે તો જિનાયતનો કફ્ફારો વાજેબ થશે. જો જિનાયત અનેકવાર થશે તો કફ્ફારા પણ અનેક આપવા પડશે.

જે મોહસર હરમમાં જુબ્હ કરીને હલાલ થાય છે તેને માથે કઝા વાજેબ થાય છે, તો જો હજ્જના એહરામથી હલાલ થયો છે. અને તે હજ્જ નફલ છે તો જો આજ વર્ષમાં કઝા કરશો તો એક હજ્જ કરે. અને જો આવતે વર્ષ કઝા કરશે તો એક હજ્જ અને એક ઉમરો કરે, અને જો કિરાન કરશે તો પણ દુરૂસ્ત છે જો કિરાનથી

હલાલ થયો તો જો આજ વર્ષમાં કઝા કરશે તો કિરાન કઝા કરે. અને જો બીજા વર્ષે કરશે તો જોઇએ તો એક હજ્જ અને બે ઉમરા કરે, અને જોઇએ તો એક કિરાન અને એક ઉમરો કરે. અને ઉમરો કરનાર ફક્ત એક ઉમરાનીજ કઝા કરે. કોઇ પણ વખત તે કઝા કરી શકે છે.

મોહસર દમ મોકલી આપે અને ફરી રોકાણ મટી જાય તો જો તે હદી અને હજ્જ બંનેને મેળવી શકે છે તો તે પર વાજેબ છે કે જઇને હજ્જ અદા કરે. અને હદીને જોઇએ તેમ કરે. જો હદી અને હજ્જ બંનેને મેળવી શકતો નથી અથવા હજ્જને મેળવી શકતો નથી, તો જવાની કંઇ જરૂર નથી. જોઇએ જાય અને જોઇએ તો નહીં જાય એ એની મરજીને આધીન છે. અને જો હદીને તો મળી શકતો નથી. પણ હજ્જનો વખત મળી શકે છે, તો જઇને હજ્જ કરવી અફ્ઝલ છે, જો નહીં કરશે તો કશો બાધ નથી. જો અરફાતના ઠરાવ પછી રોકાણ થઇ હોય તો તે મોહસરની ગણુતરીમાં નથી કારણકે તવાફે ઝીયારત (એને માથે રહ્યો છે અને તે)નો વખત આખી ઉમર છે. પણ જો તવાફ ઐયામે નહરથી પાછળ પડશે તો પાછળ કરવાનો દમ આપવો પડશે. જો મક્કામાં હજ્જના બે રૂકનો (અરફામાં ઠેરવાથી તથા તવાફે ઝીયારત)થી રોકાશે તો તે મોહસર થાય છે પણ જો તે એકથી રોકાયો હોય તો મોહસર નથી. કારણકે જો તે અરફામાં જવાથી રોકાયો છે તો તે ઉમરાના કામો કરીને હલાલ થશે. અને જો ને તવાફે ઝીયારતથી રોકાયો છે તો એ તવાફનો વખત નીમાયલો નથી. આખી ઉમરમાં થઇ શકે છે. વલ્લાહો તઆલા આલમો બિસ્સવાબ.

## ફસલ ૭.

## પારકાના તરફથી હજ્જ કરવા વિષે.

હવે જાણવું જોઇએ કે હજ્જ તથા ઉમરો પ્રતિનિધિ-નાએબ બનાવાથી પણ થઈ શકે છે, કે કોઇના તરફથી અદા કરે. તો ઉમરો તથા નફલ હજ્જમાં તો નાએબ કરવા માટે કોઈ શરત નથી. હા તે કરનારમાં લાએકાત એટલે ઇસ્લામ, અક્કલ, અને સમજ હોવી જોઇએ, પણ ફરજ હજ્જ અદા કરવા માટે કેટલીક શરતો છે કે તે વગર ફરજ હજ્જ નાએબપણાથી અદા થઈ શકિત નથી.

પેહેલી શરત એ છે કે જે શખ્સ પોતાની હજ્જ કરાવે તે પર પ્રથમ હજ્જ ફરજ થઈ હોય તથા હજ્જ ફરજ થયા પછી પોતે જવા માટે કંઇ ઉજરને લીધે લાચાર હોય. અને મરવા સુધી આજીજ રહ્યો હોય, તો જો કોઇએ હજ્જ ફરજ થયા પહેલાં હજ્જ કરાવી, અને તે પછી તે પર હજ્જ ફરજ થઈ તો તેને માથે હજ્જ ફરજ રેહશે અને પેહેલી હજ્જ નફલ રેહશે, અને એવીજ રીતે જો તેના ઉપર હજ્જ ફરજ થઈ પણ અશક્તિ હોવા પહેલાં હજ્જ કરાવી અને ફરી લાચાર થયો તો હજ્જ ફરજ અડા થતી નથી. ફરી કરાવવી વાજેબ થશે. અને જે ઉઝરને લીધે આજિજ થઇને હજ્જ કરાવી છે. તે જો એવો ઉજર હોય કે તેના જતા રેહવાની આશા છે દાખલા તરીકે જેમકે તે ઘણો બીમાર હતો અને હજ્જ કરાવ્યા પછી તે ઉજર દુર થયો તો ફરજ હજ્જ અદા થશે નહિં. ફરી પોતે કરવી લાજેમ થશે. અને જો તે એવો ઉઝર હતો કે તેના સારા થવાની આશાજ હતી નહીં દાખલા તરીકે જેમકે કોઇની આંખો જતી રહી હતી અને ફરી હજ્જ

કરાવ્યા પછી હક્ક તઆલાની કુદરતથી તે સાજો થઈ તો હવે ફરીથી હજ્જ કરવી તેને માથે ફરજ નથી, તેની ફરજ હજ્જ અદા થઈ ચુકી.

બીજી શરત આ છે કે જે શખ્સ આજીજ થયો હોય તે બીજા માણસને હજ્જ કરવાનો હુકમ કરે અને માર્ગ ખરચ તેને આપે. અને જનારો તેનાજ ખરચથી સવાર થઇને હજ્જ અદા કરે. અને જો મરેલો માણસ હજ્જ કરાવવાની વસીયત કરી ગયો હોય તો તેનો વારસ અથવા વસી (ટ્રસ્ટી) તેવીજ રીતે બીજાને હુકમ કરે અને વાટ ખરચ આપે. જો કોઇ માણસ જીવતા તરફથી વગર તેના હુકમે હજ્જ કરી લેશે તો જીવતાનું ફરજ માથેથી ઉતરશે નહિં. મરનાર પણ જો વસીયત કરીને મર્યો હોય તો વારેસને વગર હુકમે મરનારની ફરજ હજ્જ અદા થઈ શક્તિ નથી. પણ જો હજ્જની વગર વસીયતે મરનાર મરી ગયો હોય તો જો કોઇએ વારસ હોય કે પારકો હોય મહેરબા-નીનીરૂએ તેની ફરજ હજ્જ અદા કરી તો મુદડાની ફરજ હજ્જ અદા થશે ઈન્શા અલ્લાહો તઆલા. એવીજ રીતે આજીજી (અશક્ત) અથવા મુડદાના વારસે (હજ્જ કરવાનો) હુકમ તો કર્યો પણ (માર્ગ ખરચના રૂપીઆ આપ્યા નથી) તો પણ હજ્જ ફરજ અદા થશે નહીં જો રૂપીઆ તો આપ્યા પણ જેને હુકમ કર્યો તેણે પોતાના રૂપીઆથી હજ્જ કરી તે જો તે હુકમ કરનારના રૂપીઆમાંથી મજરે લેશે તો ફરજ હજ્જ અદા થઇ જશે જો મજરે નહીં લેશે તો અદા થશે નહીં, એવીજ રીતે જો માર્ગમાં સવાર થયો નહીં પણ પગપાળે ચાલીને હજ્જ કરી તો પણ આમે-રની × ફરઝ હજ્જ અદા થશે નહીં અને રૂપીયા પાછા આપવા

× હુકમ કરનારને આમેર કહે છે અને જેને હુકમ કરે તેને મામુર કહે છે. ગુ. મો.

પડશે. અને ખરચમાં તથા સવાર થઈ ચાલવામાં ઘણાની ગણતરી છે. જો ઘણા રૂપીઆ આમેરના ખરચ્યા અથવા માર્ગના મોટા ભાગમાં સવાર થયો તો ફરજ અદા થાય છે. અને ઓછામાં નથી. પણ હા, જો મુડદું વસીયત કરીને મર્યું અને તેના તેહાય (ત્રતીયાંસ ⅓) માલમાં એટલી ગુનજાએશ નથી કે તેના વતનથી સવાર થઇને હજ્જ કરી શકે તો જ્યાંથી થઇ શકે ત્યાંથી સવાર થઇને અદા કરે. અને બાકી ચાલતાં કરે તો મુડદાની ફરઝ હજ્જ અદા થાય છે. જે માણસને હજ્જ કરવાનો હુકમ આપેલો તેણે જો આમેરના રૂપીયાને પોતાના રૂપીયામાં ભેગા કર્યા અને ફરી તે ભેગા કરેલાથી હજ્જ કરી તો જો આમેરના ઘણા રૂપીયા ખરચ થયા છે તો આમેરનું ફરઝ અદા થશે, અને રૂપીયાનો બદલો આપવાથી છુટકારો થશે.

ત્રીજી. હજ્જ કરનારો હજ્જ કરવાની લાએકાત રાખતો હોય. એટલે તે મુસલમાન આકેલ તથા સમજદાર હોય. ગાંડો કે છોકરૂં ન હોવું જોઈએ.

ચોથી. જો માલમાં ગુંજાએશ હોય તો આમેરના વતનથી હજ્જ કરે, અને નહીં તો મીકાતથી આગળ જ્યાંથી થઈ શકે ત્યાંથી કરે.

પાંચમી. એહરામની વખતે આમેરના હજ્જની નૈયત કરે. જો જીભથી કહે **લબ્બૈક અન્ફોલાનીન**[1] મસલં તો ઘણું સારૂં છે. અને નહીં તો દીલથી (નૈયત કરવી) પણ બસ છે. જો એહરામ બાંધતી વેળા મુબહમ (મુગમ) એહરામ બાંધ્યું કોઇના તરફની નૈયત

[1] અર્થ—ફલાણાના તરફથી લબ્બૈક બોલતી વેળા "ફોલાન"ની જગ્યા જેણે હુકમ કર્યો હોય તેનું નામ લ્યે. ગુ. મો.

કરી નહીં તો હજ્જના કામો શરૂ કરવા પહેલાં નંયત કરી લ્યે. જો હજ્જના કામો શરૂ કર્યા પછી નૈયત કરી હોય તો દુરૂસ્ત થતી નથી. જે હજ્જ કરે છે તેની હજ્જ થશે અને આમેરનો ખરચ પાછો આપવો પડશે. અને પોતાના તરફથી હજ્જની નંયત કરશે તો પણ રૂપીયાનો બદલો આપશે. એવીજ રીતે જો કોઈ બીજા શખ્સની નંયત સાથે કરશે ફરી તે બીજો શખ્સ પણ આમેર હોય અથવા ન હોય તો બંને શખ્સોની હજ્જ થશે નહીં પણ હજ્જ કરનારની હજ્જ થશે. બંનેનો ખરચ પાછો આપવો લાજેમ થશે. જો કોઈ શખ્સે વગર હુકમે પોતાની તરફથી બે પારકાઓના તરફથી અથવા પોતાના બંને માબાપોના તરફથી એક એહરામમાં નંયત કરશે તો એહરામ પછી હજ્જના કામો શરૂ કરવા પહેલાં અથવા હજ્જથી ફારેગ થયા પછી જો એકની તરફથી ઠેરવશે તો દુરૂસ્ત છે. કારણ કે આ હજ્જ અદા કરનારના તરફથી થઈ છે તે બંનેની નંયત નકામી ગઈ. હવે જેને ચાહે તેને સવાબ આપે. અને જોઈએ તો બનેને સવાબ આપે દરેક રીતે દુરૂસ્ત છે.

છઠ્ઠી. જેને હુકમ થયો હોય તે પોતે હજ્જ કરે, બીજાથી કરાવી શકતો નથી. જો માર્ગમાં તે માંદો થશે અને બીજા શખ્સને મોકલશે તો રૂપીઆ પાછા આપવા પડશે. આમેરની હજ્જ થશે નહીં. પણ જો આમેરે બીજાને હુકમ કરવાની ઇજાઝત આપી હોય અને તેની મરજી પર સોંપ્યું હોય તો કશી હરકત નથી.

સાતમી. હુકમ કરનારની મીકાતથી હજ્જનું એહરામ બાંધે અને આમેરના હુકમ વિરૂદ્ધ કરે નહીં. જો આમેરે હજ્જનું કહ્યું અને મામુરે તમત્તોઅ કર્યો તો રૂપીયાનો બદલો આપશે અને હજ્જ આમેરની

નહીં પણ મામુરની થશે. એવીજ રીતે જો ઈફ્રાદની જગ્યા કિરાન કરશે તો વિરૂદ્ધ કરનાર થયો અને રૂપીયા પાછા આપવા પડશે. પણ જો આમેરે ઇજાઝત આપી હોય કે કિરાન કરજે તો દુરૂસ્ત છે. અને કિરાનનો દમ પોતાના માલથી આપે આમેરના માલથી દુરૂસ્ત નથી. અને તમત્તોઅ કરવો તો તેને કોઈ પણ રીતે દુરૂસ્ત નથી. આમેરે હુકમ આપ્યો હોય તો એ દુરૂસ્ત નથી. કારણ કે આમેરની મિકાતથી (તમત્તોઅ) કરવાથી હજ્જ થશે નહીં પણ આટલું કે આમેરના હુકમથી જો તમત્તોઅ કરશે તો આમેરની હજ્જ પણ અદા થશે નહીં અને રૂપીયા પણ આપવા પડશે નહીં.

આ મજકુર બાબતોની સંભાળ પછી જો મામુર આમેરના તરફથી હજ્જ કરશે અને તેને પૂરી કરશે તો ઠીક છે. પણ જો હજ્જને ફાસેદ કરશે તો પણ મામુર રૂપીયાનો બદલો આપશે. અને ફરી જે કઝા કરશે તે પણ મામુરની તરફથી થશે. આમેરની હજ્જ અદા થશે નહીં.

જો મામુર આમેરની હજ્જ અદા કરવા પછી પોતાની તરફથી ઉમરો કરશે તો એ દુરૂસ્ત છે. આમેરના હજ્જમાં નુકસાન આવશે નહીં પણ પોતાના ઉમરામાં જેટલું રહે તેનો ખરચો આમેર પાસેથી લ્યે નહીં. અને હજ્જ અદા કર્યા પછી બેહતર આ છે કે આમેરના વતને જયાંથી ગયો હતો ત્યાં મામુર પાછો આવે જો મક્કામાં રહી જશે તો પણ કંઈ ડર નથી. કારણ કે હજ્જ અદા કરી ચુકયો છે. પણ પાછું આવવું અફ્ઝલ છે કે આમેરના અદા કરવાની જેમ નાએબનું અદા કરવું થાય. જો કોઇએ કોઈને હજ્જ કરવાનો હુકમ કર્યો તેણે બીજે ત્રીજે વર્ષ હજ્જ કરી તે :વર્ષે હજ્જ કરી નહીં તો કંઈ હરકત નથી. આમેરનીજ હજ્જ થશે.

હજ્જ કરાવવામાં ઉજરત (મજદુરી)થી હજ્જ કરાવે નહીં, અને હુકમ કરતી વેળા એવા શબ્દોથી હુકમ નહીં કરે જેથી મજદુરી સમજાએ. પણ જો મજદુરીથી હજ્જ કરાવશે તો પણ હજ્જ આમેરનીજ થશે, અને મજદુરી પાછી આપવી પડશે. અને આ હજ્જ કરનારને ખરચ જેટલા રૂપીયા આપવા પડશે.

જે શખ્સે પોતે હજ્જ કરી ન હોય અને તે બીજા શખ્સની તરફથી હજ્જ કરશે તો આમેરની હજ્જ અદા થશે પણ મકરૂહ છે. જો સ્ત્રી પુરૂષની તરફથી હજ્જ કરશે તો આ પણ દુરસ્ત છે. પણ પુરૂષથી કરાવે તો બેહતર છે. અને અફઝલ તો આ છે કે મામુર મસલાઓથી જાણીતો હોય કારણ કે મસલાથી અંજાણ હજ્જ અદા કરવામાં ઘણું ખરૂં નુકસાન કરે છે.

જો મામુરથી હજ્જ ફોત થાય તેની કસુરથી તો રૂપીયાનો બદલો આપવો પડશે પણ જો બીજે વર્ષ પોતાના રૂપીયાથી આમેરની હજ્જ અદા કરશે તો આમેરની હજ્જ અદા થઇ જશે, અને રૂપીયા પાછા આપવાથી છુટકારો થશે. અને જો એમાં મામુરની કસુર નહોય તો રૂપીયા પાછા આપવા પડતા નથી. ફરી નાએબ બનાવનારની તરફથી બીજે વર્ષ હજ્જ કરે, અને રોકાણ (હેસાર)નો દમ આમેરના માલમાંથી આપે અને કિરાન તથા તમત્તોઅ વિષે જો આમેરે હુકમ આપ્યો હોય તો મામૂર પોતાના માલમાંથી કિરાન તથા તમત્તોઅનો દમ આપશે. અને એમાં વિરૂદ્ધ પડવાનું તથા રૂપિયાનો બદલો આપવાનું બયાન ઉપર આવી ગયું છે. અને જીનાયતનો દમ પણ મામુર પોતાના માલથી આપશે

જો કોઈ વસીયત કરી ગયો હોય કે મારી હજ્જ અદા કરાવશો તો તેના ત્રતીઆંઉસ ($\frac{1}{3}$) માલથી હજ્જ કરાવશે. જો ત્રતીઆંઉસ

માલમાં ગુનજાએશ હોય કે વસીયત કરનારના વતનથી હજ્જ થઈ શકશે તો બેહતર છે, કે ત્યાંથી કરાવે અને નહીં તો જ્યાંથી થઇ શકે ત્યાંથી કરાવે. અને જો એટલો માલ પણ ન હોય કે મીકાતથી કરાવાય તો વસીયત બાતેલ થશે.

મામુરનો નફકો જેની તેને જરૂર હોય છે તે આ છે. રોટલી, માંસ, શાક, ઘી, દીવાનું તેલ, એહરામના કપડાં, પીવાનું પાણી, સફરના કપડાં, કપડાં ધોવાનો મસાલો અથવા મજદુરી અને માર્ગની જરૂરી ચીજો, મશક, વાસણો, હમ્નામ વગેરેનો ખરચ, મકાનનું ભાડું સંભાળનું કીરાયું (અથવા મજદુરી) અને મામુરની લાયકાત તથા ઇજ્જતને લાએક જે જે ચીજો જરૂરની હોય તે આપવી જોઇએ. વધારે આપે નહીં અને કમી પણ કરવી જોઇએ નહીં. પણ સદકો (હદયો) તથા જીયાફત આમેરના માલથી કરે નહીં. કોઇને ઉછીના આપે નહીં. વઝુ જનાબતનું ગુસલ અને દવા મૈયતના માલથી કરે નહીં પણ પોતાના માલથી કરે, પણ જો આમેરે ઇજાઝત આપી હોય તો આ સર્વ દુરૂસ્ત છે. જેથી મામુરને જોઈએ કે આમેરથી દરેક રીતની રજા લઈ લે કે જેથી તંગી તથા ભારે પડે નહીં. અને માર્ગમાં જો થોભવું પડે તો જો કાફલાની (કે આગબોટની) ઇનતેજારીને લીધે થોભે તો જેટલા દીવસ રહ્યો હોય તેનો ખરચ આમેરના માલથી લઇ લે અને જો પોતાની ગરજે રેહશે તો પોતાના પાસેથી ખરચ કરે. એવીજ રીતે હજ્જ પછી જો વહાણ કે કાફલાને લીધે રેહવું પડે તો આમેરના માલથી ખરચ કરે, અને નહીં તો પોતાના માલથી કરે, ફરી જ્યારે ત્યાંથી ચાલે તો આમેરના માલથી ખરચ કરવા લાગે. પણ જો હજ્જ પછી ત્યાં રેહવાનો વિચાર કર્યો હોય, અને ઉપર લખાયલું છે કે એ દુરૂસ્ત છે તો હવે મામુરનો

ખરચ આમેરના માલથી બંધ થયો. ફરી જો દેશ આવવાનો વિચાર થાય તો હવે પોતાને પાસેથીજ ખરચ કરે, આમેરના માલથી ખરચ કરવો દુરૂસ્ત નથી. એવીજ રીતે જો મક્કામાં ઝિલ હજ્જ પહેલાં પહોંચે તો પણ પોતાની ગાંઠનું ખરચ કરે, ફરી જ્યારે ઝિલહજ્જ શરૂ થાય તો આમેરના માલથી ખરચ કરવા લાગે. ફરી હજ્જ પછી જ્યારે આમેરના વતનમાં પાછો ફરે અથવા મક્કામાં રેહવાનું ઠેરાવે. તો જે કંઈ નગદી અસબાબ આમેરના માલથી બચી રેહશે તે સર્વ આમેરને હવાલે કરે. જો આમેર પોતાની મેહરબાનીથી આપે તો લેવું દુરૂસ્ત છે. (અને મદીના શરીફ આવવા જવાનો ખરચ આમેરના માલથી ખરચવો દુરૂસ્ત નથી.) વલ્લાહો તઆલા આલમો.



## ગ્રંથ સમાપ્તી

હવે જાણવું જોઇએ કે સરવરે કાએનાત (સલ.)ના રોઝા મોતહ-હરાની ઝિયારત કરવી એ મુસ્તહબ્બોમાં એક અફઝલ કામ છે. એટલુંજ નહીં પણ કેટલાકોએ વાજેબની લગભગ લખી છે. અને ફખરે આલમે (સલ.) ફરમાવ્યું છે કે જે કોઈ મારી કબરની ઝિયારત કરશે તેને માટે મારી શફાઅત લાઝેમ થઈ. અને આપે ફરમાવ્યું છે કે જે કોઈ મારી ઝિયારતે આવશે અને તે આવવામાં તેને માત્ર ઝિયારતજ કરવી મતલબ હશે, બીજી કોઈ ગરજ ન હશે તો મારા ઉપર હક્ક થયું કે હું તેને માટે કેયામતમાં શફાઅત કરૂં. અને ફરમાવ્યું છે કે જે કોઈ મારા ઇન્તેકાલ પછી મારી કબરની ઝિયારત કરશે તેની મીસાલ એવી છે કે જેણે મારી જીન્દગીમાં મારી મુલાકાત લીધી. તો જે શખ્સ ઉપર હજ્જ ફરઝ થાય તો પ્રથમ તેને હજ્જ કરવી બેહતર છે અને નહિ તો તેને અખ્તીયાર છે કે જોઈએ તો તે પ્રથમ હજ્જ કરે અથવા પ્રથમ મદીના મોનવ્વરામાં જાય.

જ્યારે મદીના શરીફની તૈયારી કરે તો બેહતર આ છે કે કબર મોતહહરની ઝિયારની નૈયત કરીને જાય કે જેથી આ હદીસ-"જે કોઇ માત્ર મારી ઝિયારતનેજ માટે આવશે તો તેની શફાઅત મારા ઉપર હક્ક થઈ ગઇ"-તેના ઉપર ખરી આવે. અને જ્યારે મદીના શરીફ ચાલવા લાગે તો માર્ગમા દોરૂદ શરીફ ઘણું પડતો રહે ફરી જ્યારે ત્યાંના ઝાડો દેખાવા લાગે તો વળી ઘણું પઢે. જ્યારે ત્યાંની ઇમારત દેખાય તો દોરૂદ શરીફને પઢીને કહેઃ—

**(૨૫) અલ્લાહુમ્મ હાઝા હરમો નબીય્યેક ફજઅલહો વેકા-**

યત લી મીનન્નાર વ અમાનમ-મિનલ અઝાબે વ સુઈલ હિસાબ×. અને મુસ્તહબ છે કે ગુસલ કરે અથવા વઝુ કરે, અને કપડાં પાક સાફ રાખી સારા પોશાક પહેરે. અને જો નવાં કપડાં હોય તો બેહતર છે, ખુશબો લગાડે. આગમચથીજ (સવારીથી ઉતરી પડી) પગે ચાલે, અને ખોશુઅ ખોઝુ (એકાગ્રતા નમ્રતા) તવાજો જેટલાં થઈ શકે તેટલાં કરે, કમી કરે નહીં. અને તે જગ્યાની મોટાઈ ખીયાલમાં રાખી દોરૂદ શરીફ પઢતો પઢતો ચાલે, જ્યારે મદીના મોત—હહરામાં દાખલ થાય તો આ કહે.

(૨૯) રબ્બે અદ ખેલની મુદખલ સિદકીંવ વ અખરેજની મુખરજ સિદકીંવ વજઅલ લી મિલ લદુનક સુલતાનં નસીરા અલ્લાહુમ્મ—ફ્તહ લી અબવાબ રહમતેક વરઝોકની મિન ઝિયારતે રસુલેક (સલ.)મા રઝકત અવલેયાઅક વ અહલ તાઅતેક વગફેરલી વરહમની યા ખૈર મસઉલ * અને અદબ તથા હોઝુરે કલબ કરે, અને દોઆ તથા દોરૂદ શરીફ ઘણા પઢે, ત્યાં દરેક જગ્યા રસુલુલ્લાહ (સલ.)ના કદમ પડેલા છે. ઇમામ માલેક (રહ.) મદીના મોનવ્વરામાં સવારીએ બેસતા નહોતા. તેવણ ફરમાવતા હતા કે

× અર્થ એ અલ્લાહ! આ તારા નબીનો હરમ છે તો તું તેને મારે માટે અગ્નિનો બચાવ કર અને અઝાબ તથા બુરા હીસાબથી બચાવજે. ગુ. મો.

* અર્થ—એ મારા પરવરદીગાર દાખલ કર તું મને સારી જગ્યામાં અને કહાડ તું મને સારી જગ્યામાં અને કર તું મારે માટે તારી પાસેથી મજબુત મદદગાર એ અલ્લાહ! તું ઉઘાડ મારે માટે તારી રહમતના દરવાજા. અને મને આપ તારા રસુલ (સલ૰) ની ઝીયારતથી જે ચીજ કે આપી છે તેં તારા દોસ્તોને અને તારી બંદગી કરનારને. અને તું મને બખ્શ અને મારા પર રહમ કર. એ બેહતર સવાલ થએલા. ગુ. મો.

મને શરમ આવે છે કે જે જમીનમાં હબીબુલ્લાહ (સલ.) ચાલેલા ફરેલા હોય તેને હું સવારીની સુમ (કે ખુરી)થી ચગદું. અને ફરી જ્યારે મસજેદે નબવીમાં દાખલ થાય તો પ્રથમ જમણો પગ દાખલ કરે અને મસજીદમાં દાખલ થવાની દોઆ તથા દોરૂદ શરીફ પઢે. બાબે જીબરઈલથી દાખલ થવું બેહતર છે. ફરી કબર શરીફ અને મીમ્બરની વચ્ચે જે જમીન છે જેનું નામ રવઝહ મુબારક છે, અને એ જન્નતનો ટુકડો છે, તેમાં તહીયતુલ મસજીદ પઢે. તે એવી રીતે કે મીમ્બર જમણા ખબાની સિધ ઉપર રહે અને જે થાંભલાની નીચે પેટી છે તે સામે રહે. આ હબીબુલ્લાહ (સલ)ના ચોભવાની જગ્યા છે, અને તહીયતુલ મસજીદ પછી સિજદો (શુકર)નો કરે કે હક્ક તઆલાએ આ નેઅમત મને નસીબ કરી. અને જે ચાહે તે દોઆ કરે. ફરી કબર શરીફની પાસે હાજર થાય. અને શિરાણાની દીવારના ખુણામાં જે થાંભલો છે તેથી ત્રણ ચાર હાથને ફાસલે ઉભો રહે. અને કિબલાની તરફ પીઠ કરીને જરા ડાબા તરફ ઝુકેલો રહે કે જેથી ચેહરા મુબારકનો બરાબર સામનો થાય. અને પુરા અદબ તથા નમ્રતાથી ઉભો રહે. અને ઘણો કરીબ થાય નહીં, અને દીવારને હાથ લગાડે નહીં, કેમકે તે અદબ તથા હેબતની જગ્યા છે. અને હઝરત (સલ.) લહદ શરીફમાં કિબલા તરફ ચેહરો મુબારક રાખીને લેટેલા છે એવું ધ્યાન કરે, અને કહે.

(૨૭) અસ્સલામો અલેક યા રસુલ-લ્લાહ અસ્સલામો અલૈક યા ખૈર ખલકિ-લ્લાહ અસ્સલામો અલક યા ખેયરત-લ્લાહે મિન ખલકિ-લ્લાહ અસ્સલામો અલેક યા હબીબ-લ્લાહ અસ્સલામો અલેક યા સૈયદ વુલદે આદમ અસ્સલામો અલૈક

ઐયોહન નબીયો વ રહમતુ–લ્લાહે વ બરકાતુહુ યા રસુલ–લ્લાહ ઈન્ની અશહદો અન લાએલાહ ઇલ્લ–લ્લાહો વહદહુ લા શરીક લહુ વ અશહદો અન્નક અબદોહુ વ રસુલોહુ: અશહદો અન્નક બલ્લગત–રેસાલત વ અદદૈતલ અમાનત વ નસહતલ ઉમ્મત વ કશફતલ ગુમ્મત ફ જઝાક–લ્લાહો ખૈરં જઝાક–લ્લાહો અન્ના અફદલ મા જાઝા નબીયં અન ઉમ્મતિહી અલ્લાહુમ્મ આતે લેસૈયેદેના અબ્દેક વ રસુલેક મોહમ્મદેનીલ વસીલત વલ ફદીલત વદ દર જત–ર્રફીઅત વબઅસહુલ–મકામલ મહમુદલ્લઝી વઅત્તહુ ઈન્નક લા તુખલેફુલ મીઆદ વ અનઝેલહુલ મુનઝલલ મોકર્રબ ઈનદક ઈન્નક સુબહાનક ઝુલ ફદલીલ અઝીમ* ફરી હઝરત (સલ.)ના વસીલાથી દોઆ કરે અને શફાઅત ચાહે તે આવી રીતે.

* ઓ રસુલલ્લાહ ! તમારા ઉપર સલામ થાઓ. ઓ અલ્લાહની મખલુકના બેહતર તમારા ઉપર સલામ થાઓ, ઓ અલ્લાહની મખલુકમાંથી અલ્લાહના પસંદ કરેલા તમારા ઉપર સલામ થાઓ ઓ અલ્લાહના હબીબ તમારા ઉપર સલામ થાઓ, ઓ બની આદમના સરદાર તમારા ઉપર સલામ થાઓ. ઓ નબી તમારા ઉપર સલામ થાઓ. અને અલ્લાહની રહમત તથા તેની બરકત થાઓ. ઓ અલ્લાહના રસુલ હું શાહેદી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગિયો નથી. અને હું શાક્ષી આપું છું કે તમો તેના બંદા છો અને તેના રસુલ છો. હું શાક્ષી આપું છું કે તમોએ રીસાલતને પુગવી છે. અને અનામતને અદા કરી છે. અને ઉમ્મતની ખેરખાહી કરી છે. અને ગમને દુર કર્યો છે, તો અલ્લાહ તમને સારો બદલો આપે. અને નબીને તેની ઉમ્મત તરફથી જે બદલો ખુદાએ આપ્યો છે તેથી અફઝલ બદલો તે અમારા

(૨૮) યા રસુલ-લ્લાહ અસઅલોકશ શફાઅત વ અતવસ્સલો બેક એલ-લ્લાહે ફી અન અમુત મુસલેમન અલા મિલ્લતેક વ સુન્નતેક× અને આ શબ્દોમાં જેટલો ચાહે વધારો કરે પણ તે અદબ તથા આજેઝીના શબ્દો હોય. અને આગલા લોકો આ જગ્યા ટુંક શબ્દો કહેવાને અને બને ત્યાં સુધી થોડું હોય એને સારૂં જાણે છે. અને ઘણું પુકારીને બોલે નહીં પણ આહીસ્તા નરમાઈ તથા અદબથી અરજ કરે. અને જેનું સલામ કહેવું હોય તે કહે. આવી રીતે.

અસ્સલામો અલૈક યા રસુલલ્લાહ મિન ફોલાનીબને ફોલાનીન યસ તશફેઓ બેક એલા રબ્બેક* ફરી એક હાથ જેટલો પાછળ હટીને હઝરત અબુબકર સિદ્દીક (રદી) ઉપર સલામ કહે.

---

તરફથી તમને આપે. ઓ અલ્લાહ ! તું અમારા સરદાર તારા બંદા અને તારા રસુલ મોહમ્મદને નજદીકનો મરતબો, બુઝુરગી અને ઉચો મરતબો આપ અને તેમને મકામે માહમુદે પોહોંચાવ કે જેનો તેં તેમને વાએદો આપ્યો છે. અને તું વાએદા વિરૂદ્ધ કરતો નથી. અને તેમને તું તારી નજદીક નજદીકના ઉતારામાં ઉતાર. બેશક તને પવિત્રતાઈ છે મોટા ફજલવાળો છે." ગુ. મો.

× ઓ રસુલ-લ્લાહ હું આપની પાસે શફાઅત ચાહુ છું અને હું આપનો વસીલો અલ્લાહની પાસે લાઉ છું આ બાબતમાં કે હું આપના દીન ઉપર તથા આપની સુંનત ઉપર મુસલમાનીમાં મરૂં. ગુ. મો.

* અર્થ-ઓ અલ્લાહના રસુલ તમારા ઉપર ફલાણાનો છોકરો ફલાણાની તરફથી સલામ થાઓ. તે તમારી શફાઅત (સીફારસ) ખુદા પાસે લઇ જાય છે. ગુ. મો.

(૨૯) **અસ્સલામો અલૈક યા ખલીફત રસુલીલ્લાહ વ સાનીહે ફીલ ગારે વ રફીકેહી ફીલ અસફારે વ અમીનેહી અલલ અસરારે અબા બકરેની–સ્સીદદીકે જઝાક–લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા×** ફરી એક હાથ જેટલો વળી પાછળ હટીને હઝરત ઉમર (રદી) ઉપર સલામ કહે.

(૩૦) **અસ્સલામો** અલૈક યા અમીરલ મુમેનીન ઓમરલ કારૂકી–લ્લજી અઅઝઝ–લ્લાહો બેહીલ ઇસ્લામ એમામલ મુસલેમીન મરદીયં હૈયં વ મયેતં જઝાક–લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા. ÷ અને આ જગ્યા પણ વધારે ઓછા શબ્દો કરવાનો અખ્તીયાર છે. અને જેણે કહ્યું હોય તેનું સલામ પોહોંચાડે ફરી જરા આગળ વધીને કહે.

(૩૧) **અસ્સલામો અલૈક** યા હજીએ રસુલી–લ્લાહે (સલ૦) વ રફીકેહે વ વઝીરેહે વ જઝાકોમ–લ્લાહો અહસનલ જઝાઅ જેઅના કોમા નતવસ્સલો બેકોમા એલા રસુલી–લ્લાહે

× અર્થ–ઓ રસુલુલ્લાહના ખલીફા પહાડની ખોમા તેમના સાથી સફરોમાં તેમના સાથી ભેદો ઉપર તેમના ભરોસેદાર અબુબકર સિદ્દીક તમારા ઉપર સલામ થાઓ. અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદના તરફથી સારો બદલો આપે ગુ. મો.

÷ ઓ અમીરૂલ મુનેનીન ઉમર ફારૂક જેનાથી અલ્લાહે ઇસ્લામને ઈઝઝત આપી મુસલમાનોના ઇમામ જીવતાં તથા મરા બાદ પસંદ થએલા તમારા ઉપર સલામ થાઓ. અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદ તરફથી સારો બદલો આપે ગુ. મો.

**(સલ) લેયશફ્અ લના વ યદઉ લના રબ્બના અં યોહ્યેયના અલા મિલ્લતેહી વ સુંનતેહી વ યહ્શોરના ફી ઝુમરતેહી વ જમીઅલ મુસલેમીન** ૧ ફરી આગળ વધીને ચેહરા મુબારકને સામે ઉભા રહીને જે કંઇ થઇ શકે. પોતાને માટે માબાપને માટે તથા સર્વ મુસલમાનો માટે દોઆ કરે ફરી ત્યાંથી નીકળીને ઉસતોવાનએ અબુ લોબાબા (અબુ લોબાનુ થાંભલો)ની પાસે આવીને બે રકઅત પઢીને દોઆ કરે. ફરી રોઝા શરીફમાં આવીને નફલો પઢે. જો મકરૂહ વખત હોય તો ઝીકર ઇસ્તીગફાર અને દોઆ કરતો રહે. ફરી મિમ્બરની પાસે આવીને રૂમ્માનએ મિમ્બર, (મિમ્બરના ગોળા) ઉપર હાથ રાખે. કારણ કે હઝરત (સલ૦) તે પર હાથ મુબારક રાખતા હતા, ફરી ઉસ્તવાનએ હન્નાના (રડનારો થાંભલો) પાસે આવે અને સર્વ જગ્યા દોરૂદ શરીફ અને દોઆથી ગફલત કરે નહીં. જેમ ઘણું થાય તેમ બેહતર છે. અને જ્યાં સુધી મદીના મોનવ્વરામાં રહે તિલાવત તથા ઝીકર કરતો રહે. અને દુરૂદ સલામ ખુબ કરતો રહે. અને રાતોમાં ઘણો જાગે અને વખત નકામો ખોએ નહીં. અને જ્યાં સુધી થઇ શકે મસ્જેદે નબવીમાં નમાઝ પઢે. કબર શરીફની ઝીયારત પછી દરરોજ અથવા જુમઆના બકીઅ (કબ્રસ્તાન) ના મઝારોની ઝીયારત પણ જરૂર કરે.

---

૧ અર્થ—ઓ રસૂલુલ્લાહ (સલ) સાથે લેટેલા અને તેમના સાથીયો તથા તેમના વઝીરો તમો બંને ઉપર સલામ થાઓ. તમો બંનેને અલ્લાહ તઆલા સારો બદલો આપે. અમો તમારી પાસે આવ્યા છીએ. અમો તમારો વસીલો રસૂલુ-લ્લાહ (સલ.) પાસે લઇએ છીએ કે તેવણ અમારી શફાઅત કરે તથા અમારે માટે અમારા પરવરદીગારથી દોઆ કરે કે તે અમોને તેમના દીન તથા તેમની સુનંત ઉપર જીવડાવે અને અમને તથા સર્વ મુસલમાનોને તેમના ટોળામાં ઉઠાવે. ઝુ. મો.

કેમકે હઝરત ઉસમાન (રદી.) તથા હઝરત અબ્બાસ (રદી.) તથા હઝરત હસન (રદી.) તથા હઝરત ઇબ્રાહીમ (રદી.) તથા અઝવાજે મોતહહરાત (હઝરતની પવિત્ર બીબયો રદી૦) ત્યાં તશરીફ રાખે છે. અને હઝરત અમીર હમઝા (રદી.) અને શોહદાએ ઓહોદ (રદી.)ની પણ ઝિયારત કરે. અને ફાતેમા ( રદી. ) ની મસજીદમાં જઇને નમાઝ પઢે. અને શનીવારે મસજેદે કોબામાં જઇને નમાઝ પઢીને દોઆ કરે. અને જ્યારે (મદીનાથી) રૂખસત થાય તો બે રકઅત મસજેદે નબવીમાં પઢીને હઝરત (સલ.) ની કબર મુબારકની પાસે હાજર થઇને મજકુર તરીકાએ સલામ પઢે અને ફરી રૂખસત થઇને આવેઃ—

વલ્લાહો આલમો વ ઇલમોહુ અતમ્મ વ અહકમો અલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન વસ્સલાતો વસ્સલામો અલા હબીબિહી સૈયેદેના મોહમ્મદીન વ આલેહી વ સહબીહી અજમઇન વ અલા જમીઇલ મલાએકતે વલ અંબીયાએ વલ મુરસલીન રબ્બના તકબ્બલ મિન્ના વરઝોકના રેદાક હૈયંવ વ મૈયેતં યા રબ્બલ આલમીન. આમીન, સુમ્મ આમીન. [૨]

૨ અર્થ—અલ્લાહ વધારે જાણનાર છે અને તેનો ઈલમ સંપુર્ણ તથા મજબુત છે. સર્વ સ્તુતી અલ્લાહ સર્વ જહાનના પાલનહાર માટે છે, અને દોરુદ તથા સલામ તેના હબીબ અમારા સરદાર મોહમ્મદ (સલ.) ઉપર તથા તેમની આલ ઉપર તથા તેમના તમામ સહાબા ઉપર તથા તમામ ફિરશતા, અંબીયા, અને રસુલો ઉપર થાય. એ અમારા પરવરદીગાર ! તુ અમારૂં કબુલ કર અને જીવતાં તથા મરતાં તારી ખુશી અમને આપ. એ સર્વ જહાનના પાલનારા, આમીન. (ગુ. મો.)

# સમાપ્ત.

ખુદાપાકના અગણિત એહસાન છે કે તેણે પોતાના ફઝલો કરમથીજ આ નાકારહને પણ ઝિયારતે હરમૈન શરીફૈનથી (ઝાદ હુમલ્લાહો શરફન વ તઅઝીમન) મુશર્રફ ફરમાવ્યો. મારી ઝબાન અને કલમમાં તાકત નથી કે તે રબ્બે કરીમની નેઅમતોનો થોડો સરખો પણ શુક્રિયહ અદા કરી શકે. મારા માટે એ સિવાય બીજો કોઈ ચારહ નથી કે આજિઝી અને કસૂરનો ઈકરાર કરીને અર્ઝ કરૂં કે એ અલ્લાહ! હું તારી તઅરીફ કરી શકતો નથી. તું તેજ તઅરીફને લાયક છે જે તેં પોતે કરી.

શુક્રે નેઅમતહાએ તુ ચંદો કે નેઅમતહાએ તુ.
ઉઝરે તકસીરાતે મા ચંદાં કે તકસીરાતે મા.

એ સફરમાં હજ્જ અને ઝિયારતના કેટલાક રિસાલા જોવામાં આવ્યા. હાજીઓની હાલતો પણ જોઈ. ઘણી વાતો એવી જોવામાં આવી જેમાં અકસર હાજી ગલતીઓ કરે છે. તેથી ઈરાદો કર્યો હતો કે ઘેર જઈ ખુદા પાકને મંઝૂર હશે તો મુસ્લિમ-ગુજરાતને વસ્તુ સ્થિતિથી વાકેફ કરવા કોઈ મોઅતબર રિસાલો "તબ્લીગ" તરફથી પ્રગટ કરીશ. કે જેથી ખુદાની નેઅમતનો શુક્ર પણ કંઈક અંશે અદા થાય અને ઉમ્મતે મુહમ્મદીયહ (સલ.) ને લાભ થાય. તે ઉપરથી આ રિસાલો પ્રગટ કરવામાં આવ્યો છે. મને ફુરસદ ન હોવાના કારણે "અગલાતુલ હુજ્જાજ" નો તરજુમો બરખુરદારે મન હાફિઝ ઝહુર અહમદ મુતઅલ્લિમે જામિઅહ કાસિમીયહ મુરાદાબાદ પાસે કરાવ્યો. ખુદાપાક તેના ઇલ્મો અમલમાં બરકત અતા ફરમાવે આમીન.

તંત્રી.

# તમહીદ

**શરૂ કરૂં છું અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન અને અતિશય દયાળુ છે.**

**સ**ર્વ તઅરીફ ફક્ત ખુદાને માટેજ છે કે જેણે પોતાના બયતે અતીકને ઝિયારત માટે ખાસ કર્યું કે જે આખા જગત માટે હિદાયતનું સ્થળ છે. અને જ્યાં અલ્લાહ તઆલા વ તઆલાની રહમતો દરેક વખતે ઉતરે છે અને જ્યાં જિબરીલે અમીન પરવરદિગારના ફરમાનો લઈ હઝરાતે અંબેયા અલયહેમુસ્સલાતો વસ્સલામ પાસે વારંવાર આવતા રહ્યા. અને જ્યાં સરદારે દોઆલમ અફઝલુર્રૂસૂલ ખાતિમુલ અંબેયા હઝરત મોહંમદ મુસ્તુફા (સલ૦)ને મબઉસ ફરમાવ્યા કે જેમણે જાત જાતની મુસીબતો સહન કરી દીને મુબીન તરફ લોકોને દઅવત આપી. તેમના ઉપર અને આપના આલ, અસહાબ પર જ્યાંસુધી તે બલદુલ અમીન કાયમ રહે અને બયતુલ અતીકને તવાફ કરનારાઓ તવાફ કરતા રહે ખુદાવંદે કુદ્દુસના તરફથી સલાત અને સલામ નાઝિલ થાઓ. અમ્મા બઅદઃ—

આહ ! કેટલા અફસોસની વાત છે તે લોકો માટે જેઓ સેંકડો રૂપીઆ ખર્ચ કરી ઉમરમાં એકાદ વખત હજ્જ કરવા માટે જાય અને જહાલતના કારણે કેટલીક એવી ભૂલો કરી બેસે કે જેના કારણે હજ્જે મબરૂર નસીબ ન થાય. એહરામ અને હરમ અને તેની જઝા વગેરેથી પણ ઘણા ખરા લોકો નાવાકિફ હોય છે, અને ઘણીજ ભૂલો કરે છે. પઢેલા ભણેલા પણ હજ્જના મસઅલાની કિતાબો ધ્યાનપૂર્વક વાંચતા નથી અને અભણ લોકો મસઅલા પૂછવામાં કોતાહી કરે છે. જો કે હજ્જની મુસાફરી શરૂ કરવા પહેલાં હજ્જના અહકામો શીખી લેવા ફર્ઝ છે. હજ્જ એક એવું ફર્ઝ છે. કે દરેક વખતે અદા થઈ શકતું નથી એટલે એમાં ઘણુંજ એહતેયાતની ઝરૂરત છે. અને એવી ભૂલોથી બચવાનો ઇલાજ હજ્જના મસઅલાની કિતાબો પઢવી અને ઓલમાએ કિરામથી પૂછી વાકિફ થવું. ખુદાના ફઝલો કરમથી ગુજરાતીમાં પણ "તરીકે હજ્જ" "ઝુબ્દતુલ મનાસિક" વગેરે કેટલાંક પુસ્તકો પ્રગટ થઈ ચુક્યાં છે. જે હજ્જના અહકામો માટે સંપૂર્ણ છે. તેઓને વાંચી મસઅલાઓ યાદ કરી લેવાં જોઇએ. ફક્ત મુઅલ્લીમો પર ભરોસો કરવો ન જોઇએ. કેમકે તેઓ પોતેજ કેટલાક મસઅલાઓથી નાવાકિફ હોય છે અને જો વાકિફ પણ હોય છતાં તેની પાબંદીનો ખ્યાલ રાખતા નથી. વળી કેટલીક વાતો એવી છે કે લોકોમાં ગલત મશહુર થઈ ગઈ છે. અથવા આમતોર પર ગલત રિવાજ પડી જતાં બધાજ તેને કરતા રહે છે, અને ગલતી તરફ લક્ષ અપાતું નથી અને દેખાદેખી અકસર લોકો એમાં ફસાઈ જાય છે. અને નાની નાની કિતાબોમાં એનું વર્ણન પણ હોતું નથી; જેથી એવી બધી ભૂલોને હઝરતુલ હાજ્જ મૌલાના કારી સઈદ અહમદ સાહેબ મુફતીએ મદ્રસએ મઝાહેરૂલ ઓલૂમ સહાર-

નપુરે "અગલાતુલ હુજ્જાજ" (હાજીઓની ભૂલો) નામના નાના સરખા રિસાલામાં જમઅ કરી દીધી છે. આમ જનતાના લાભ અર્થે મજકુર રિસાલાનો ગુજરાતી તરજુમો ગુજરાત આગળ રજુ કરવામાં આવ્યો છે. આશા છે કે હાજીઓ એ રિસાલાને શરૂથી છેવટ સુધી વાંચી એ બધી વાતોને દિમાગમાં સારી રીતે જમાવી પોતાની હજ્જને મમનુઆત (મના કરવામાં આવેલાં કામ) અને ભૂલોથી બચાવવાની કોશિશ કરશે. કારણ કે હજ્જે મબરૂર નસીબ થાય. અને તે પવિત્ર સ્થળોએ મુબારક દિવસોમાં પોતાની નેક દુઆમાં અમને પણ યાદ ફરમાવશો.

છેવટમાં હું વાંચનારાઓથી આશા રાખું છું કે મારા હકમાં તથા આ પુસ્તક છપાવનાર અને તે માટે કોશિશ કરનારના હકમાં દુઆએ ખૈર કરે અલ્લાહ તઆલા કબુલ કરનાર છે.

એ ગફુરુર્રહીમ અમારા ગુનાહોને માફ ફરમાવ. યા રબ્બુલ આલમીન અમને દૌલતે દારૈનથી માલામાલ કર, યા અરહમર્રાહેમીન અમારી હાલતો પર રહમ ફરમાવ. અમોને ત્હારી ખુશનુદી નસીબ થાય. યા રબ્બુલ આલમીન તું અમોને ઝિયારતે હરમૈન શરીફૈનથી મોશર્રફ ફરમાવ. અમારો ખાતીમા બિલ ખૈર થાય અને અમને મદીના મુનવ્વરાના જન્નતુલ બાકીમાં દફન થવું નસીબ ફરમાવ. આમીન

તડકેશ્વર.
બુધવાર, તા. ૧૯મી શઅબાનુલ મોઅઝ્ઝમ ૧૩૬૧ હિ. મુતાબિક તા.૨૭ સપ્ટેમ્બર ૧૯૪૨ ઇ.

લી૦ ખાદિમે મિલ્લત,
ઝહુર અહમદ ગુફિરલહુ કાસિમી સુરતી
મુતઅલ્લિમે જામેઅહ કાસિમયહ
મુરાદાબાદ. (યુ. પી.)

# "અગલાતુલ હુજ્જાજ"

એટલે

# હાજીઓથી થતી ભૂલો

## રસ્તા અને સફરની ભૂલો.

(૧) ઘણાં લોકો સફરમાં નમાઝ બિલ્કુલ છોડી દીએ છે. કેટલાક પઢે તો છે પણ પાબંદી કરતા નથી. કમહિમ્મતી અને સુસ્તીના કારણે કોઈ વખત કઝા કરી દીએ છે. અને કદી મકરૂહ વખતોમાં પઢે છે. હજ્જનો એક ફર્ઝ અદા કરવા જાય છે અને દરરોઝ નમાઝના પાંચ ફર્ઝો છોડે છે. નમાઝને છોડવી ઘણોજ મોટો ગુનાહ છે. જે લોકો નમાઝની પાબંદી કરતા નથી, તેઓ હજ્જની બરકતોથી મહરૂમ રહે છે. એવા લોકોની હજ્જ મકબૂલ અને મબરૂર પણ થતી નથી. હાજીઓને તો નમાઝની ઘણીજ પાબંદી કરવી જોઇએ, કારણ કે તે દરબારે ખુદાવંદીમાં જઈ રહ્યો છે ત્યાં એવી હાલતમાં જવું ઘણીજ મોટી બદનસીબી છે.

(૨) કેટલાક લોકો જો કે નમાઝના તો પાબંદ હોય છે પરંતુ નમાઝના મસઅલાઓથી તદ્દન નાવાકિફ હોય છે. ગાડીમાં ઉભા રહી નમાઝ પઢવાની શક્તિ હોવા છતાં બેસીને પઢે છે. જે માણસ ઉભા રહી નમાઝ પઢી શકતો હોય તેને બેસીને પઢવું જાયઝ નથી. કેટલાંક ગાડીમાં કિબ્લા તરફ મ્હોં કરવું ઝરૂરી સમજતાં નથી જો કે કાબા તરફ મ્હોં કર્યાં વગર નમાઝ દુરૂસ્ત થતી નથી.

(૩) સ્ટેશન ઉપર અથવા ગાડીની જાજરૂના નળમાં પાણી હોવા છતાં પણ કેટલાંક લોકોને સફાઈનો હદથી વધારે ચસકો હોય છે, એટલે તે પાણીને નાપાક સમજી તેનાથી વઝુ કરતા નથી અને તયમ્મુમ કરી લે છે. જ્યાં સુધી તે પાણીમાં કોઈ પણ જાતની નાપાકી ન મળી હોય શરઅન તે પાણી પાક છે, માત્ર એટલા માટે કે એ પાણી જાજરૂના નળમાં હોય છે તેથી તેને નાપાક કહી શકતા નથી. એ પાણીની મૌજૂદગીમાં તયમ્મુમ કરવું જાયઝ નથી. તેમજ કેટલાંક લોકો સાફ લુગડાં પર તયમ્મુમ કરી લીએ છે. માટે જ્યાં સુધી કપડાં પર ધૂળ લાગેલી ન હોય ત્યાં સુધી તયમ્મુમ કરવું જાયઝ થઈ શકતું નથી. આગગાડીનાં પાટીઆં પર જે ધૂળ–ગુબાર હોય છે તેના ઉપર તયમ્મુમ જાયઝ છે. પરંતુ લોકો તેને નાપાક સમજી ઉડાવી દીએ છે અને એમ કહે છે કે એનો શું ભરોસો? માટે લાકડાના તખતાઓ પર જ્યાં સુધી ગરદો ગુબાર ન હોય ત્યાં સુધી તયમ્મુમ દુરૂસ્ત નથી.

(૪) કેટલાક લોકો ઊંટ ઉપર નમાઝ પઢી લીએ છે માટે શરઈ ઉઝર વગર ફર્ઝ નમાઝ ઊંટ પર પઢવી જાયઝ નથી અલબત્ત લાચારીના વખતે જાયઝ છે.

(૫) સ્ટીમરમાં કેટલાક લોકો છેવટ સુધી કિબ્લો તેજ તરફ સમજે છે, જે તરફ હિંદુસ્તાનમાં કિબ્લો સમજતા હતા. જો કે સ્ટીમરમાં કિબ્લાની દિશા બદલાતી રહે છે. "એડન" આવતાં કિબ્લાની દિશા ઉત્તર તરફ અને "જુદ્દા" આવતાં પૂર્વ તરફ થઈ જાય છે. હાજીઓ માટે ઝરૂરી છે કે સફર શરૂ કરતાં પહેલાં, સફરમાં નમાઝ પઢવાના મસઅલાઓ જાણી લીએ. "મુઅલ્લિમુલ હુજ્જાજ"માં અમોએ સ્ટીમર અને ઊંટ વગેરે પર નમાઝ પઢવાના ઝરૂરી મસઅલાઓ અને કિબ્લાનુમા (હોકાયંત્ર)નો નકશો આપ્યો છે તેને જોઈ લેવો.

(૬) કેટલીક ઔરતો ખાવીંદ અને મહરમ વગર હજ્જની સફર કરે છે જો કે વગર મહરમે હજ્જ માટે સફર કરવી જાયઝ નથીં. એ ઘણોજ મોટો ગુનોહ છે. એવી ઔરતો રસ્તામાં કેટલીક વખત ભયમાં આવી પડે છે; તેમજ સ્વારી પર ચઢતાં ઉતરતાં પરાયા લોકોના હાથ લાગવાની નૌબત પણ આવી જાય છે. ઔરતે વગર મહરમે કદી પણ હજ્જ માટે જવું ન જોઇએ. વસીય્યત કરી દીએ કે જો હું હજ્જ ન કરી શકું તો મારા તરફથી હજ્જ અદા કરાવી દેવામાં આવે. મરણ પછી વસીય્યતની શરતોના મુતાબિક વારિસોના ઝિમ્મે તેણીની વસીય્યત પુરી કરવી વાજિબ છે. જો વારિસો તેણીની વસીય્યત પુરી કરશે નહિ, તો તેઓ ગુન્હગાર થશે. વસીય્યત કરનાર ઓરત હજ્જ ન કરવાની પકડથી બચી જશે અને જો તે વસીય્યત ન કરી જશે તો તેણીની પકડ થશે.

(૭) સફરમાં ઘણી ઔરતો પરદાની કાળજી રાખતી નથી. બીજા દેશોની સ્ત્રીઓને બેપરદા જોઈ પરદાવાળી સ્ત્રીઓ પણ બેપરદે થઈ જાય છે. અને હજ્જની સફરમાં બેપરદગીના ગુન્હામાં ફસાઈ જાય છે. ઔરતોને પોતે અને તેઓ કરતાં તેઓના વાલીઓને પરદાની ઘણીજ પાબંદી રાખવી જોઇએ. કેમકે વખત ઘણોજ નાઝુક છે, માટે શરઈ ઝરૂરી પરદાનો બંદોબસ્ત રાખવો વાજિબ છે.

(૮) હજ્જની સફરમાં લોકો ખૂબ લડે ઝઘડે છે. ખાસ કરી સ્ટીમરમાં સવાર થતી વખતે જગ્યા લેવા માટે ઘણોજ ઝઘડો થાય છે. કેટલાક તો એટલા બધા હદથી વધી જાય છે, કે ગાળો અને મારપીટની નૌબત આવી જાય છે. જો કે આ મુબારક સફરમાં ગાળો બકવી લડાઇ કરવી વગેરે બહુજ મોટો ગુનોહ છે. બારી તઆલાનો ઇરશાદ છે કે:-

હજ્જના (અમુક) મહિનાઓ પ્રખ્યાત છે એક તો જેણે તેમાં હજ્જ માથે લીધી તેણે હજ્જમાં સ્ત્રી મેળાપ અને કોઈ પણ ગુનાહ તેમ (કોઇ પણ પ્રકારનો) ઝઘડા (ફસાદ) કરવો જોઇએ નહિ. (કુર્આન) નબીએ કરીમ (સલ.)નો ઇરશાદ છે —

હઝરત અબુ હોરયરહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જે માણસે (ફક્ત અલ્લાહની રઝામંદી માટે) હજ્જ કીધી અને સ્ત્રી મેળાપ ન કર્યો અને ગુનાહ પણ કર્યા નહિ (ઝગડો ફસાદ કર્યા નહિ) તો તે એવી રીતે (પાક સાફ થઇ) પાછો ફરશે જેવો કે માના પેટથી પૈદા થતી વખતે (પાક સાફ) હતો. (બુખારી અને મુસ્લિમ શરીફ)

આ હદીસથી જણાયું કે જે લોકો લડાઈ ઝઘડો કરે છે તેમના ગુનાહ માફ થતા નથી અને તેની હજ્જ પણ કબુલ થતી નથી. જેથી હાજીઓએ પોતાના સાથીઓ અને બીજા લોકો સાથે ઘણીજ ખુશ અખલાકીથી વર્તવું જોઇએ. સ્ટીમર અને બીજી જગ્યાઓએ ઘણીજ હોંશિયારીથી કામ કરવું જોઇએ કે ન પોતે તકલીફ ઉઠાવે ન બીજાઓને તકલીફ ઉઠાવવી પડે. ખુશ અખલાકી અને નરમીથી જે કામ થાય છે, તે ગુસ્સા અને ઝોર ઝુલમથી થઈ શકતું નથી.

## એહરામની ભૂલો

(૯) કેટલાક લોકો એહરામની હાલતમાં સીવેલી ચાદર અથવા સુજની ગોદડાં વગેરેને વાપરતાં નથી. અને એમ કહે છે કે એહરામની હાલતમાં મર્દને સીવેલું કપડું વાપરવું જાયઝ નથી. પણ એની એ મતલબ નથી, કે સીવેલી ચાદર સુજની વગેરેને વાપરવું પણ દુરસ્ત નથી. એહરામની હાલતમાં એવું સીવેલું કપડું પહેરવું જાયઝ નથી, જે

શરીરના માપ પ્રમાણે કટીંગ કર્યા પછી સીવવામાં આવ્યું હોય. જેમકે ખમીસ, ઈજાર, કોટ, અચકન, વાસકોટ, ગંજીફરાક વગેરે. એ મતલબ નથી કે જે કપડામાં સીવણ હોય તે નાજાયઝ છે. અલબત્ત અફઝલ એજ છે કે એહરામના કપડામાં સીલાઈ બિલ્કુલ ન હોય.

(૧૦) એહરામની નિય્યત કરવા પહેલાં જે નફલો પઢવામાં આવે છે તેને કેટલાક લોકો માથું ઉઘાડું રાખી પઢે છે. વગર મજબૂરીએ ઉઘાડા માથે નમાઝ પઢવી મકરૂહ છે. જેથી એહરામની નિય્યત કરવા પહેલાં માથું ઢાંકી નમાઝ પઢવી જોઈએ. હાં, એહરામની નિય્યત કર્યા પછી માથું ઉઘાડી નમાઝ પઢવી ઝરૂરી છે.

(૧૧) કેટલાક લોકો એહરામની હાલતમાં પણ જમણી બગલના નીચેથી ચાદર કાઢી ડાબા ખભા ઉપર નાખી નમાઝ પઢે છે. નમાઝમાં એ પ્રમાણે કરવું મકરૂહ છે. એ પ્રમાણે ચાદર ઓઢવી માત્ર તવાફમાં સુન્નત છે. અને તે પણ દરેક તવાફમાં નહિ, બલ્કે જે તવાફના પછી સઈ હોય. અલબત્ત તવાફે ઝિયારત પછી અગર સઈ ( સફા મરવા વચ્ચે દોડવું ) કરવી હોય અને એહરામના કપડાં ઉતારી દીધાં હોય તો તેમાં એ પ્રમાણે ચાદર ન નાખે.

(૧૨) એહરામની હાલતમાં ઔરતને એવી રીતે ચહેરો ઢાંકવો જાયઝ નથી કે ચહેરાને કપડું લાગી જાય. એને માટે મુંબઈમાં નારિએળ વગેરેની જાલીવાલી પંખીઓ વેચાય છે તેને ઔરતો ખરીદી કપાળ પર લગાડી લીએ છે કે જેથી કપડું ચેહરા પર ન લાગે. પણ તે પંખીઓને ઘણી ખરી ઔરતો એવી રીતે બાંધે છે, કે તે પંખીઓ ચેહરા અથવા પેશાની સાથે લાગેલી રહે છે. અને બાંધવા માટે કિનારાઓ પર કપડાની પટીઓ પણ લાગેલી હોય છે, એવી રીતે બાંધવું દુરૂસ્ત

નથી. પણ તેને એવી રીતે બાંધવું જોઇએ કે માથાના ઉપર મૂકી ચેહરા પર ઉભી રહે. ચેહરાને લાગે નહિ, અને બુરખાના પરદાને રોકી લીએ. પણ આમતોર પર તે પંખીઓ એટલી બધી ન્હાની હોય છે કે કપડાને સારી રીતે રોકી શકતી નથી અને કપડું મોં સાથે લાગી જાય છે. જેથી મુનાસિબ એ છે કે જાડું પુઠું લઈ છપ્પર જેવું બનાવી લેવામાં આવે અને તેમાં એક દોરી અથવા ચામડાનો તસમો લગાવી લે. તે પંખીઓ કરતાં ટકાવ અને ઠીક રહેશે. અને કપડાને ચહેરા પર લાગવા પણ દેશે નહિ.

## તવાફની ભૂલો

(૧૩) મોટે ભાગે તવાફ કરાવનારાઓ અને હાજીઓ "હજરે અસ્વદ" અને "રૂકને યમાની" વચ્ચે ઉભા રહી તવાફની નિય્યત કરે છે. એ પ્રમાણે નિય્યત કરવી દુરસ્ત નથી. બલ્કે તવાફની નિય્યત ઉભા રહીને એવી રીતે કરવી જોઇએ કે તવાફ કરનારનો જમણો ખભો હજરે અસ્વદના ડાબા કિનારાના મુકાબિલ હોય. જો એ પ્રમાણે ઉભા રહી નિય્યત ન કીધી, બલ્કે ત્યાંથી આગળ વધીને કીધી તો તવાફના આખિરમાં એક ચક્કરને લોટાવવો કેટલાકના નઝદીક મુસ્તહબ અને કેટલાકના નઝદીક વાજિબ છે.

(૧૪) તવાફ કરાવનારાઓ તવાફની નિય્યત કરાવતી વેળા હજરે અસ્વદની સામે આવવા અને તકબીર કહેવા પહેલાંજ કાન સુધી હાથ ઉઠાવડાવે છે. અને ઘણા હાજીઓ પણ તેઓના દેખાદેખી એવુંજ કરે છે. જો કે હજરે અસ્વદના સામે આવવા અને તકબીર કહેવા પહેલાં હાથ ઉઠાવવા બિદઅત છે. ઉપર લખ્યા મુજબ હજરે અસ્વદની સામે આવી તકબીરની સાથે હાથ ઉઠાવવા જોઇએ.

(૧૫) હજરે અસ્વદના ઇસ્તેલામ (હાથ લગાડી બોસો દેવો) વખતે કેટલાક માણસો એવી હરકતો કરે છે, કે જેથી પોતાને તેમજ બીજાઓને ઘણી તકલીફ થાય છે. હજરે અસ્વદને બોસો દેવો ફક્ત સુન્નત છે, અને કોઇને તકલીફ પહોંચાડવી હરામ છે. એટલે બીજાઓને જોઈ ઝોર આઝમાવવું ન જોઇએ. જો મોકો હોય તો બોસો દઈ લીએ, નહિ તો ભીડના વખતે બંને હાથ અથવા ફક્ત જમણો હાથ હજરે અસ્વદને લગાડી ચુમી લીએ. અને જો એ પણ ન થઈ શકે તો બંને હાથ કાનો સુધી ઉઠાવી બેઉ હથેલીઓ હજરે અસ્વદના તરફ એવી રીતે કરો કે હથેલીનો પાછળનો હિસ્સો પોતાના ચહેરા તરફ રહે. અને એ ખ્યાલ કરો કે બંને હથેલીઓ હજરે અસ્વદ પર મૂકેલી છે. પછી અલ્લાહો અકબર અને લાઇલ્લાહ પઢી હથેલીઓને બોસો દઈ દો. નબીએ કરીમ (સલ.) એ હઝરત ઉમર (રદી.)ને ખાસ તોર પર નસીહત ફરમાવી હતી કે જુઓ તમે બળવાન માણસ છો, હજરે અસ્વદને બોસો દેતી વખતે લોકો સાથે ધક્કમ ધક્કી કરશો નહિ. જગ્યા હોય તો બોસો દેશો નહિ તો ફક્ત ઇસ્તીકબાલ કરી તકબીર અને તહલીલ કહીને સંતોષ પામશો.

(૧૬) કેટલાક લોકો હજ્જના ઝમાનામાં હજરે અસ્વદ પર ખુશ્બુ લગાડે છે. તે વખતે જે માણસે એહરામ બાંધ્યો હોય તેણે હજરે અસ્વદને અડકી બોસો દેવો જોઇએ નહિ. કેમકે તેમ કરવાથી ખુશ્બોનો ઉપયોગ થશે અને એહરામવાળા માટે ખુશ્બુ વાપરવી જાયઝ નથી. એવા વખતે હાથનો ઇશારો કાફી છે.

(૧૭) હજરે અસ્વદની ચોમેર ચાંદી જડેલી છે. કેટલાક નાવાકિફ લોકો તે ચાંદીને પણ હાથ લગાડી દીએ છે. જો કે ચાંદી પર હાથ

લગાડવો જાએઝ નથી, એવી રીતે ઇસ્તીલામ કરે કે ચાંદી પર હાથ વગેરે ન લાગે.

(૧૮) તવાફ કરતી વેળા બયતુલ્લાહના તરફ મ્હોં કરવું મકરૂહે તહરીમી છે. ઘણા ખરા લોકો એનો ખ્યાલ રાખતા નથી. અને જ્યાં મન ફાવે ત્યાં બયતુલ્લાહ તરફ મ્હોં કરી લીએ છે. અલબત્ત હજરે અસ્વદને હાથ લગાડતી વખતે બયતુલ્લાહ તરફ મ્હોં કરવું દુરૂસ્ત છે. પરંતુ તે વખતે પણ બંને પગો પોતાની જગ્યાએ રહેવા જોઇએ. અને હાથ લગાવ્યા પછી તેજ જગ્યાએ સીધા ઉભા રહી તવાફ કરવો જોઇએ, જ્યાં હાથ લગાડવા આગળ પગ હતા. અગર હાથ લગાવ્યા પછી બયતુલ્લાહ તરફ મ્હોં કરવાની હાલતમાં પગ પોતાની જગ્યાથી બયતુલ્લાહના દરવાઝા તરફ જરાક પણ ફરી જશે તો મકરૂહે તહરીમીનો ઇરતેકાબ લાઝિમ આવશે. અને ગુનોહ થશે. જો કે હનફીયોના નઝદીક તવાફ બાતિલ થશે નહિ, પરંતુ વાજિબ છૂટવાના કારણે તવાફને ફરીવાર કરવું વાજિબ થશે.

(૧૯) હજરે અસ્વદને હાથ લગાડવા પછી આમ તોર પર લોકો પાછા હઠે છે જેનાથી ઘણી વખતે પોતે પણ તકલીફ ઉઠાવે છે અને બીજાઓને પણ તકલીફ પહોંચાડે છે. પાછળ ન હઠવું જોઇએ બલ્કે કોઇ જગ્યાએ સીધા ઉભા રહી નંબર ૧૮માં જણાવ્યા મુજબ પહેલાંની જેમ તવાફ શરૂ કરી દેવો જોઇએ.

(૨૦) કેટલાક માણસો તવાફ શરૂ કરવા પહેલાં હજરે અસ્વદ સિવાય બીજી જગ્યાઓમાં પણ બયતુલ્લાહને બોસો દીએ છે, અને ભેટે છે એ ખિલાફે સુન્નત છે. તવાફની શરૂઆત હજરે અસ્વદથી સુન્નત છે. અને એના વગર બીજી જગ્યાએથી બિદઅત છે. એજ પ્રમાણે

કેટલાક નાવાકિફ લોકો પહેલાં હજરે અસવદને બોસો દીએ છે પછી તવાફની નિય્યત કરે છે. એ પણ સુન્નત વિરૂદ્ધ છે. પહેલાં નિય્યત કરવી જોઇએ, પછી બોસો દેવો જોઇએ.

(૨૧) એક મ્હોટી મુસીબત આ ઝમાનામાં એ છે કે ઔરતો અને મરદો ભેગા મળી તવાફ કરે છે. અને કેટલીક ઔરતો બનાવ શણગાર કરી જાય છે અને કેટલીકના તો કેટલાક અવયવો પણ ઉઘાડા હોય છે તેમજ ભીડના વખતે પરાયા માણસો સાથે લાગી જાય છે. શાફઈના નઝદીક તો ઔરતને હાથ લગાડવાથી વુઝુ તૂટી જાય છે. જેથી વઝુ તૂટવાના કારણે મરદ ઔરત બંનેનો તવાફ દુરૂસ્તજ થતો નથી. અને હનફિયોના નઝદીક તવાફ તો થઈ જાય છે, પણ એવી રીતે એકઠાં મળી તવાફ કરવો ઘણોજ મ્હોટો ગુનોહ છે. એ મુબારક અને મુકદ્દસ જગ્યાએ તો ઘણાજ એહતેયાતની ઝરૂરત છે. ઔરતને રાત્રે અથવા એવા વખતે તવાફ કરવો જોઇએ કે જ્યારે મરદોની ભીડ ન હોય. અને મરદોથી જુદાં પડી કિનારા પર ચાલવું જોઇએ.

(૨૨) એજ પ્રમાણે હજરે અસવદને હાથ લગાડવા તથા બોસો દેવા માટે મરદોની ભીડમાં જવાની ઔરતોએ કોશિશ કરવી ન જોઇએ. ભીડ ન હોય ત્યારે હાથ લગાડે અને ભીડ હોય ત્યારે બોસો ન દીએ. બલ્કે નંબર ૧૫માં જણાવ્યા મુજબ અમલ કરે. હુકુમતે હિજાઝ એનો બંદોબસ્ત કરવો જોઇએ, કે તવાફમાં મરદો અને ઔરતો અલગ રહે. બાઅસર લોકોએ પણ એ કામમાં કોશિશ કરવી જોઇએ. જ્યાં સુધી કોઈ બંદોબસ્ત ન થાય ઔરતો અને ઔરતોના વાલીઓએ પોતે એનો એહતેયાત કરવો જોઇએ કે મરદોના હાથ ન લાગે.

(૨૩) કેટલીક ઔરતો તવાફ કરતી વખતે તવાફ કરાવનારનો હાથ

પકડી લીએ છે અને કેટલીક વગર મહરમે તેઓની સાથે આમ તેમ ઝિયારતો માટે ચાલી નીકળે છે. એ પ્રમાણે હાથ પકડી તવાફ કરવો જાયઝ નથી. પરાયા માણસોનો હાથ લગાડવો તદ્દન હરામ છે. પોતાના મહરમો સાથે તવાફ કરવો જોઇએ. પરાયાઓથી બચવું જોઇએ. નહિંતો કેટલીક વખતે ખરાબ બનાવ બની જવાનો સંભવ છે.

(૨૪) કેટલીક **ઔરતો મકામે ઇબ્રાહીમ** અથવા **હતીમ** વગેરે જગ્યાએ નફલ નમાઝો પઢવા માટે મરદો સાથે ધક્કા ધક્કી તથા ઝગડો કરે છે. અને ઉત્સાહ એટલો બધો હોય છે, કે હોશ બિલ્કુલ રહેતો નથી એ ઘણીજ મ્હોટી ભૂલ છે. મરદોએ પણ ઔરતોનો ખ્યાલ રાખવો જોઇએ અને તેઓ સાથે ઝગડો ન કરવો જોઇએ. ઔરતોએ પોતે પણ એહતેયાત રાખી મરદોની ભીડના વખતે ત્યાં ન જવું જોઇએ. ફક્ત મુસ્તહબના ખાતિર હરામ કામ કરવું ? અને તે પણ દરબારે ખુદાવંદીમાં ? ઘણીજ શરમની વાત છે.

(૨૫) કેટલાક માણસો **રૂકને યમાનીને** પણ તવાફના વખતે બોસો દીએ છે. સહીહ કૌલના મુજબ તેને ફક્ત હાથ લગાડવો જોઇએ. બોસો ન દેવો જોઇએ એજ પ્રમાણે બયતુલ્લાહ, **હજરે અસવદ** અને બયતુલ્લાહના ઉમેરા વગર બીજી જગ્યાએ બોસો દેવો પણ ખિલાફ સુન્નત છે. કેટલાક લોકો એવા જોવામાં આવ્યા કે જેઓ બયતુલ્લાહની દિવારોને એ બે જગ્યાઓ વગર પણ બોસા દીએ છે. અને **મુલતઝમના** વગર બીજી જગ્યાએ લપટી જાય છે એ ખિલાફે સુન્નત છે.

## સઇ (સફા, મરવાની વચ્ચે દોડવા)ની ભૂલો.

(૨૬) સઈ કરવાના વખતે **સફા** પર ફક્ત એટલું ચઢવું જોઇએ કે મસ્જીદનો દરવાઝો એટલે **બાબુસ્સફામાંથી** બૈયતુલ્લાહ નઝર આવે.

આજકાલ પહેલી અથવા બીજી સીડી ચડતાંજ દરવાઝામાંથી બયતુ-લ્લાહ નઝર આવે છે એટલે એનાથી વધારે ઉપર ચઢવું ખિલાફે સુન્નત છે. કેટલાક જાહિલ સઈ કરતી વખતે બિલ્કુલ ઉપર પહોંચી જાય છે. એમ ન કરવું જોઇએ. એજ પ્રમાણે **મરવા** પર પણ વધારે ન ચઢવું જોઈએ. ફક્ત એટલુંજ ચઢવું કાફી છે કે જો સામે ઘરો ન હોત તો બયતુલ્લાહ નઝર આવી જાત. આજ કાલ મરવા અને બય-તુલ્લાહની વચમાં મકાનો બની ગયાં છે તેથી બયતુલ્લાહ નઝર આવતું નથી.

(૨૭) આજકાલ કેટલાક માલદારો વગર લાચારીએ મોટરમાં બેસી સઈ કરે છે જો કે મજબુરી વગર સ્વાર થઇ સઈ કરવી નાજાયઝ છે અને એ સુરતમાં દમ (જાનવર ઝુબહ કરવું) વાજિબ થઇ જાય છે, અલબત્ત કોઇ ઉઝર હોય તો મજબુરીએ સ્વાર થઈ સઇ કરવી જાયઝ છે. (શર્હે લોબાબ સફા નં. ૯૩)

( ૨૮) સઇ કરતી વખતે સફા અને મરવા પર દુઆ માટે તેજ પ્રમાણે હાથ ઉઠાવવા જોઇએ જે પ્રમાણે દુઆમાં હાથ ઉઠાવવામાં આવે છે. કેટલાક જાહિલ મુસ્લિમો હાજી પાસે કાનો સુધી ત્રણ વખત તકબીરની સાથે (તકબીરે તહરીમામાં ઉઠાવે છે તે પ્રમાણે) હાથ ઉઠાવડાવે છે એ ખિલાફે સુન્નત છે.

## અરફાતમાં થોભવાની ભૂલો,

(૨૯) કેટલાક લોકો **જબલે રહમત** પર ચઢવાને સવાબનું કામ સમજે છે શરીઅતમાં એની કંઇ સાબિતી નથી.

(૩૦) અરફાતમાં પણ ઔરતો અને મરદોનો ઘણોજ મેલજુલ થઈ જાય છે. એનાથી બચવાની કોશિશ કરવી જોઇએ.

(૩૧) અરફાતમાં ઝોહર અને અસરની નમાઝ ઝોહરના વખતે સાથે પઢવામાં આવે છે. અને તેની કેટલીક શરતો છે, જે હજ્જની કિતાબોમાં મઝકુર છે. તે શરતોમાંથી એક શરત એ પણ છે, કે બાદશાહ અથવા તેનો નાઈબ ઇમામ હોય. પરંતુ તે ઇમામ અકસર હનફી નથી હોતો બલ્કે અકસર માલેકી અથવા હંબલી હોય છે. અને તેઓની નઝદીક અરફાતમાં કસ્ર (ચાર રકઅતના બદલે બે પઢવી) થાય છે. એટલે હનફીના માટે ચાહે મુકીમ હોય યા મુસાફિર એવા ઇમામની ઇકતેદા જાયઝ[1] નથી, કે જે મુકીમ હોવા છતાં કસ્ર કરે. હાં, અગર તે ત્રણ દિવસના સફરની દૂરથી આવ્યો હોય તો પછી ઇકતેદા દુરૂસ્ત છે. આ અસર લોકોને જોઇએ કે તે હુકુમતે હિજાઝને એના તરફ તવજ્જોહ દેવડાવે કે હનફી મઝહબની પણ રિઆયત કરવામાં આવે. અને એની સહેલી રીત એ છે, કે ઇમામ મોટરમાં બેસી ત્રણ દિવસના સફરની દૂરી (આસરે ૪૮ માઇલ) સુધી ચાલ્યો જાય અને ફરી ત્યાંથી આવી નમાઝ પઢાવે. એ સૂરતમાં તેઓના મઝહબનો પણ વિરોધ થતો નથી, અને હનફી મઝહબની પણ રીઆયત થઈ જાય છે. અને અગર તે ઇમામ મુસાફિર ન હોય તો હનફીએ તેના પાછળ નમાઝ ન પઢવી જોઇએ બલ્કે બંને નમાઝો પોતપોતાના વખતમાં પઢવી જોઇએ. બંનેને એકઠી કરવી જાયઝ નથી.

(૩૨) કેટલાક લોકો આફતાબના ગુરૂબ થવા પહેલાંજ અરફાતની હદથી લોકોની ભીડના લીધે નીકળી જાય છે. જો કે સુરજ ડૂબવા સુધી અરફાતમાં રહેવું વાજિબ છે. સુરજ ડૂબવા આગળ નીકળી જનાર પર દમ દેવો વાજિબ થાય છે.

૧ રદદુલ મુહતાર સફા નં. ૨૮૨ જીલ્દ નં. ૨

## મુઝદલેફામાં થોભવાની ભૂલો

(૩૩) **મુઝદલેફામાં** ઇશાની નમાઝથી ફારીગ થઇ સુબ્હે સાદિક સુધી થોભવું સુન્નતે મોઅક્કદહ છે. અને સુબ્હે સાદિકના પછી થોભવું વાજિબ છે. જો કે થોડીકજ વાર હોય. પણ સુન્નત એ છે કે શરૂ વખતે અંધારામાં ફજરની નમાઝ પઢી થોભેલો રહે. અને જ્યારે સુરજ નીકળવામાં બે રકઅત પઢાય એટલો વખત બાકી હોય ત્યારે **મિનાના** તરફ ચાલી નીકળે. મુઝદલેફામાં થોભવાનો વખત સુબ્હે સાદિકના પછીથી શરૂ થાય છે; અને સુરજ નીકળ્યા સુધી બાકી રહે છે. લોકો એ વખતનો બરાબર ખ્યાલ નથી કરતા. સુબ્હે સાદિક પહેલાં થોભવાનો કંઈ એઅતેબાર નથી. જો કોઇ માણસ સુબ્હે સાદિક થવા પહેલાંજ મુઝ-દલેફાથી ચાલી નીકળશે તો તેના ઉપર દમ વાજિબ થઈ જશે. અલબત્ત, જો ઔરત, મરદોની ભીડના ખૌફથી પહેલી ચાલી જાય તો તેણી પર દમ વાજિબ થશે નહિ.

(૩૪) મુઝદલેફામાં **'મશાહરે હરામ'** પર જે ઘર બનેલું છે તેના વિષે આમ લોકોમાં એવું મશહુર છે, કે જે માણસ એની છત પર ચઢી તે દાદર પર જે તેની વચ્ચે બન્યું છે, ઉંધા માથે ઉતરી નીચે આવ્યો આવે તેના બધા ગુનાહો અગરચે કત્લ વગેરે બંદાના હકો હોય સર્વે માફ થઈ જાય છે. એ તદ્દન વગર પાયાની વાત છે. કેટલીક હદીસોમાં ફક્ત એટલુંજ આવ્યું છે કે જેની હજ્જ કબૂલ થઇ જાય છે અલ્લાહ તઆલા તેના ગુનાહ બખ્શી દીએ છે. અગરચે બંદાના હકો હોય.

## હજ્જે બદલ કરવાવાળાઓની ભૂલો

(૩૫) હજ્જે બદલમાં અગરચે લોકો ઘણી ભૂલો અને કોતાહીયો

કરે છે અને મસાઇલથી ઘણાજ નાવાકિફ હોય છે પરંતુ તેમાં કેટલીક ભૂલો ઘણીજ ગંભીર છે. કેટલાક હજ્જે બદલ કરનારાઓ હજ્જે તમત્તોઅ કરે છે. હજ્જે બદલ કરવાવાળાને તમત્તોઅ કરવી જાયઝ નથી. તેને હજ્જે ઇફરાદ કરવી જોઇએ. અગર હજ્જે બદલ કરવાવાળાની વગર રજાએ તમત્તોઅ કરશે. તો હજ્જ કરવાવાળાની હજ્જ થશે નહિ. અને તેને રૂપીઆઓ પાછા દેવા પડશે. અને અગર તેની રજાથી કીધી હશે તો પૈસા પાછા દેવા પડશે નહિ. પરંતુ સહીહ કૌલના મુતાબિક હજ્જ ત્યારે પણ અદા થશે નહિ. હજ્જે બદલ કરવાવાળાઓએ એનો એહતેયાત કરવો જોઇએ. લાંબી મુદ્દત એહરામમાં રહેવાના ખૌફથી હજ્જ કરાવનારના હજ્જને બગાડવી ન જોઇએ.

(૩૬) હજ્જે બદલ કરવાવાળાને હજ્જે બદલના રૂપીઆમાંથી સદકા કરવો કે કોઇને દઅવત દેવી જાયઝ નથી. હાં અગર હજ્જ કરાવનારે ઇજાઝત દીધી હોય તો જાયઝ છે. બેહતર એ છે કે હજ્જ કરાવનાર પાસેથી ખર્ચની આમ ઇજાઝત લઈ લીએ, કે જેથી સફરમાં કોઈ અડચણ પેશ ન આવે. અગર તે આમ ઇજાઝત નહિં દીએ તો પછી ઘણાજ એહતેયાતથી ખર્ચ કરવું જોઇએ. હજ્જે બદલના બયાનમાં મસઅલા ખૂબ ધ્યાનથી જોઈ તેમાં જણાવ્યા પ્રમાણે પૈસા ખર્ચ કરે.

(૩૭) હજ્જે બદલ કરનાર અને કરાવનાર બંનેને ખ્યાલ રાખવો જોઇએ કે કંટ્રાકટ, ઠેકા અને ભાડુત તરીકે હજ્જ ન કરાવે. કેટલાક લોકો ખર્ચનો કંટ્રાકટ લઈ લીએ છે એ જાયઝ નથી.

## પરચૂરણ ભૂલો

(૩૮) **મીના**માં ત્રણ જગ્યાઓ છે જ્યાં આદમીના કદ બરાબર થાંભલાઓ બનાવી ચારો તરફ નિશાનીઓ લગાવી દેવામાં આવી છે.

એ ત્રણે જગ્યાઓને **જમરાત** અથવા **જેમાર** કહે છે. આમતોર પર લોકો તે થાંભલાઓને જેમાર સમજે છે. અને તેમાંજ કાંકરીઓ મારે છે. જો કે જેમાર (કાંકરી મારવાની જગ્યા) થાંભલાઓના નીચે અને નિશાનના અંદરની ઝમીન છે. એટલે કાંકરીઓ થાંભલાઓ પર ન મારવી જોઇએ. બલ્કે નીચે જ્યાં કાંકરીઓ એકઠી થાય છે ત્યાં મારવી જોઇએ. અગર થાંભલા પર કાંકરી મારી અને તે નીચે પડી ગઈ ત્યારે તો રમી થઈ જશે અને જો ઉપરજ રોકાઈ ગઈ, નીચે ન પડી તો રમી અદા થશે નહિ.

(૩૯) બૈતુલ્લાહની અંદર દાખલ થવું મુસ્તહબ છે. હજ્જનું રૂકન અથવા વાજિબ નથી. આસાનીથી શૈબી (બૈતુલ્લાહની કુંચી રાખનાર) કંઈ લેવા વગર દાખલ થવા દેતો નથી. અને તેને કંઇ આપી દાખલ થવું રિશવત છે. અને રિશવત લેવી અને દેવી એ જગ્યાએ સૌના નઝદીક હરામ છે. માટે તેનો એહતેયાત રાખવો જોઇએ. આમતોર પર લોકો રિશવત દઇને દાખલ થાય છે જેથી સવાબના બદલે ઉલ્ટો ગુનાહ કમાય છે.

(૪૦) બૈતુલ્લાહમાં દાખલ થતાં એક મોટી ખરાબી એ થાય છે કે ઔરતો પણ દાખલ થાય છે અને દરબાન ઔરતોના હાથ પકડી સીડીઓ પર ચડાવે છે અને પરાયા લોકોના સાથે મેલજુલ થાય છે એ ના જાયઝ છે. જો રિશવત આપ્યા વગર અંદર દાખલ ન થઈ શકાય તો **હતીમ**માં નમાઝ પઢી લીએ. હતીમ પણ બૈતુલ્લાહનોજ હિસ્સો છે. હદીસ શરીફમાં આવ્યું છે કે હઝરત આએશા (રઝી.)એ મન્નત માની હતી કે જો અલ્લાહ તઆલાએ નબીએ કરીમ (સલ.)ના માટે મક્કા ફતેહ કરી દીધું તો બૈતુલ્લાહમાં બે રકઅત નમાઝ પઢીશ,

જ્યારે અલ્લાહ તઆલાએ મક્કા ફતેહ કરાવ્યું ત્યારે રસૂલે કરીમ (સલ.) એ હઝરત આએશા (રદી)ને હતીમમાં દાખલ કર્યાં અને ફરમાવ્યું કે અહીં નમાઝ પઢી લીઓ, હતીમ પણ બૈતુલ્લાહનો એક ભાગ છે. કુરૈશના પાસે ઇમારત બનાવવાનો ખર્ચ ઓછો હતો તેથી એટલો ભાગ છોડી દીધો હતો. પણ ફક્ત હતીમના તરફ નમાઝ પઢવી જાયઝ નથી. બલ્કે નમાઝમાં બૈતુલ્લાહના તરફ રૂખ હોવું ઝરૂરી છે.

(૪૧) બૈતુલ્લાહની વચ્ચે એક ખુંટી છે તેને **સર્રતુદ્દુન્યા** (દુન્યાની દુંટી) કહે છે અને તે પર પોતાની દુંટી મૂકે છે અને સામે દિવારમાં એક કડું છે તેને **ઉરવતુલવુસ્કા** કહે છે બધી વગર પાયાની વાતો છે. એનાથી બચવું જોઇએ. જો અંદર જવાનો મોકો મળે તો તેના અદબો બજાવી લાવવા જોઇએ.

(૪૨) ઘણા માણસો જોવામાં આવ્યા કે મસ્જીદે હરામમાં ફકીરોને રોટી પૈસા વગેરે વહેંચે છે અને ફકીરો આપસમાં ખેંચતાણ અને શોર કરે છે એ મસ્જીદના એહતેરામથી ખિલાફ છે. જો કંઇ વહેંચવું હોય તે મસ્જીદથી બહાર વહેંચવું જોઇએ. નહિ તો મસ્જીદની બેહુરમતીના ગુનાહમાં વહેંચનાર પણ શરીક ગણાશે.

(૪૩) જે જાનવર કોઇ જિનાયત (ભૂલની સઝા)ના બદલામાં કુરબાન કરવામાં આવે તેમાંથી પોતે ખાવું અને માલદારોને ખવડાવવું જાયઝ નથી. તે ફકીરોનો હક છે. કેટલાક પોતે પણ ખાય લીએ છે. જો કોઇએ ભૂલથી ખાય લીધું તો જેટલું ખાધું છે તેટલાની કીંમત સદકો કરવી વાજિબ છે.

(૪૪) કેટલાક લોકો ઇસ્માઇલ (અલૈ.)ની ઝબહની જગ્યાએ પત્થર પર પત્થર મૂકે છે અને એમ સમજે છે કે એનાથી ઉમર વધે છે. એ ગલત અકીદો અને તદ્દન બેઅસલ વાત છે.

(૪૫) ઝમઝમના કૂવાના ચારે તરફની ઝમીન મસ્જીદે હરામનો ભાગ છે.[1] એના પર મસ્જીદના હુકમો લાગુ પડે છે. એમાં થુંકવું, નાક સાફ કરવું, નાપાક માણુસે ત્યાં જવું, એવઝુએ ત્યાં વઝુ કરવું જાયઝ નથી. તબર્રૂકના માટે ત્યાં બદન ઉપર પાણી વહેવડાવવાનો કંઇ વાંધો નથી. એ જગ્યાએ કેટલાક લોકો બેએહતેયાતી કરે છે, બલગમ ફેંકે છે, વઝુ કરે છે એ મ્હોટી બેઅદબી અને ગુનાહ છે.

(૪૬) મસ્જીદે હરામમાં ઝમઝમના પાણીને ખરીદવું તથા વેચવું નાજાયઝ છે. મસ્જીદે હરામમાં કેટલાક લોકો એટલા માટે પાણી પીવડાવે છે. કે તેના બદલામાં કંઈ લીએ. અને હવે એ આમ દસ્તુર થઈ ગયો છે, કે પીવાડનાર તેનો બદલો માગે છે. અને કેટલાક તો ન આપનારને બુરૂં ભલું પણ કહે છે. અને પીવાવાળાઓને પણ અકસર આપવાની આદત પડી ગઈ છે અને બિલ્કુલ **બૈઅતઆતી**ની સુરત થઈ ગઈ. એવા લોકોને પાણી પીવડાવવું અને તેઓથી પાણી પીવું નાજાયઝ છે. એના વગર તેઓના પાણી પીવડાવવામાં ઘણી ખરાબીઓ છે જેને અમે "મુઅલ્લેમુલ હુજ્જાજ"માં બયાન કરી છે.

(૪૭) મસ્જીદોની ઇઝઝતમાં અકસર લોકો કોતાહી કરે છે '**મસ્જીદે ખૈફ**' માં કેટલાક લોકો ખાવું પકાવે છે, વાસણો ધુએ છે અને કેટલાક બદતમીઝ લોકો પેશાબ પણ કરી દીએ છે. અને તેની સહન કાચી છે, એટલે તેને ઇઝઝતના કાબિલ સમજતા નથી. મસ્જીદ ચાહે કાચી હોય કે પાકી દરેક સૂરતમાં મસ્જીદ છે. દરેકનો બરાબર અદબ કરવો જોઇએ. અલ્લાહ તઆલા અમોને અદબ કરવાની તોફીક ઇનાયત ફરમાવે. અને બેઅદબીથી બચાવે. આમીન.

(૧) રદ્દુલ મુહતાર સફા નંબર ૬૯૧.

(૪૮) હિજાઝનો રૂપીઓ જેને રિયાલ કહેવામાં આવે છે. અંગ્રેઝી રૂપીઆથી વઝનમાં વધારે છે. જો હિજાઝી રૂપીઓ અંગ્રેઝી રૂપીઆથી બદલો તો રૂપીઆ ન લીઓ બલ્કે કુર્શ (હિજાઝી આના) લીઓ કે જેથી વ્યાજ ન થઈ જાય. અથવા કંઈ કુર્શ લીઓ અને કંઇક ચાંદીના સીક્કા.

(૪૯) બૈતુલ્લાહ પર ખુશ્બો લાગેલી હોય છે તેને તબર્રૂકના તૌર પર વાપરવું જાયઝ નથી. એજ પ્રમાણે બૈતુલ્લાહના મોમને વાપરવું પણ જાયઝ નથી. અને ન બૈતુલ્લાહના ખાદિમો પાસેથી ખરીદ કરવું જાયઝ છે. જો ખુશ્બુ અથવા મોમ તબર્રૂકના તૌર પર લેવું હોય તો તેની સહેલી રીત એ છે કે પોતાની સાથે ખુશ્બો લઈ જાય અને બૈતુલ્લાહ પર લગાડે અને ફરી તેમાંથી જોઇએ તેટલું લઈ લીએ. એજ પ્રમાણે પોતાની મોમબત્તી બૈતુલ્લાહના દરવાઝા પાસે સળગાવે અને પછી તેને લઇ લીએ.

(૫૦) કેટલાક લોકો એહરામમાં સપાટ અથવા જોડા એવા વાપરે છે કે જેથી પાટલીની વચલી જગ્યા જે નીચેથી ઉપર ઉઠેલી હોય છે તે ઢંકાય જાય છે. એવા જોડા અથવા સપાટ એહરામની હાલતમાં પહેરવાં દુરૂસ્ત નથી, જેથી એ ભાગ ઢંકાય જાય. માટે યાતો એટલો ભાગ કાપી નાંખે અથવા અંદર આગલા ભાગમાં કપડાં વગેરેના ડુચાં મુકી દીએ જેથી એ ભાગ ખુલ્લો રહે.

## રૌઝએ મુકદ્દસા પર સલામ પઢનારાઓની ભૂલો.

(૫૧) કેટલાક લોકો રૌઝએ અતહરની જિયારતના વખતે રૌઝાની જાલીયોને હાથ લગાડે છે. તેને બોસો દીએ છે. એ બધું નાજાયઝ છે. એવી હરકતો હુઝુર (સલ.) ના દરબારમાં કરવી ગુસ્તાખી અને બેઅદબી છે. અને ત્યાં બેઅદબી કરવી ઘણોજ મોટો ગુનોહ છે. કેટલાક

નાવાકિફો સિજદો પણ કરી બેસે છે, ખુદા સિવાય કોઇને સિજદો કરવો શિર્ક છે. અઝમત અને એહતેરામનો લેહાઝ રાખી સલામ પઢવું જોઇએ. અને ખ્યાલ રાખવો જોઈએ કે કોઈ બેઅદબી થઈ ન જાય.

(૫૨) ઘણાખરા ઝિયારત કરનારાઓ બુલંદ અવાઝથી બરાડા પાડીને સલામ પઢે છે, અને ઘણોજ શોર મચાવે છે, એ અદબ વિરૂદ્ધ છે. ન તો વધારે બરાડા પાડવા જોઇએ, ન વધારે આહિસ્તા કહેવું જોઇએ, પણ દરમ્યાની અવાઝે સલામ કહેવું જોઇએ.

(૫૩) કેટલાક ઝિયારત કરનારાઓ રૌઝા શરીફમાં બેસી **તમરેસૈહાની** (ખજુરનું નામ) ખાવું સવાબ સમજે છે અને પોતાના બાળ કાપી દીવાની હાંડીમાં નાખે છે એ પ્રમાણેના ઘણાં અયોગ્ય કામો કરે છે જેની હદીસોમાં કંઈ સાબેતી નથી. એ બધુ બેઅદબીઓમાં શામિલ છે.

(૫૪) કેટલાક માણસો જેઓ પર હજ્જ ફર્ઝ હોતી નથી. શોખના લીધે હજ્જ કરવા નીકળી પડે છે. અને કુવ્વતે તવક્કુલ અને ગિનાએ કલ્બ તેઓને હાસિલ હોતી નથી તેથી લોકોથી માગવું શરૂ કરી દીએ છે. પોતે પણ પરેશાન થાય છે અને બીજાઓને પણ પરેશાન કરે છે. એ પ્રમાણે માગીને હજ્જ કરવી હરામ છે.

## એક ગેર સમજુતીનો નીકાલ.

એ ભૂલોના વર્ણન પછી એક મહાન ભૂલના તરફ લક્ષ અપાવા માગીએ છીએ. તે ભૂલ હજ્જ કરનારાઓની છે. ઘણા લોકો પર હજ્જ ફર્ઝ થઈ જાય છે, પણ તેઓ એમ સમજે છે કે હમારા ઉપર હજ્જ ફર્ઝ થઈ નથી. એ ભૂલમાં ફસાવાના અનેક કારણો છે. પહેલું એ કે મદીનાના સફરના ખર્ચાને પણ હજ્જના ખર્ચમાં ગણવામાં આવે છે. અને સામાન્ય રીતે એઅલાનો અને છાપાઓમાં પણ તે

ખર્ચાને હજ્જના ખર્ચમાં ગણી હજ્જનો ખર્ચો બતાવવામાં આવે છે. બીજું એ કે તોહફા, હદીઆ, સદકા અને તબર્રૂકાત વગેરેની રકમોને હજ્જના ખર્ચમાં ગણવામાં આવે છે. જો કે શરઅન હજ્જ ફર્ઝ થવામાં મદીનાના સફરનો અને તબર્રૂકાત વગેરેના ખર્ચનો કંઈજ એઅતેબાર નથી.

બલ્કે દરેક તે માણસ પર હજ્જ ફર્ઝ થઈ જાય, છે જેની પાસે એટલો માલ મૌજુદ હોય કે પોતાના ઝરૂરી કારોબાર અને ગુજરાન અને તેના પાછા આવવા સુધી પોતાના બાલબચ્ચાઓનો ખર્ચો કાઢી એટલા પૈસા બાકી રહે કે પોતાના વતનથી મક્કા સુધી વગર તકલીફે પોતાની હેસીયતના મુતાબિક પહોંચી પાછો ઘેર આવી શકે, આજકાલ ફક્ત હજ્જના સફરના ખર્ચનો અંદાઝો ચારસો રૂપીઆ છે.

મતલબકે હજ્જના ખર્ચમાં ફક્ત તે રૂપીઆ ગણાશે કે મક્કા મુકર્રમા સુધી આવવા જવા, ખાવા પીવા વગેરેમાં તેમજ બીજી ઝરૂરિયાતે સફરમાં ખરચ થાય તબર્રૂકાત; તોહફાઓ અને મદીના જવા આવવાનો ખર્ચ એમાં ગણાશે નહિ. અલબત્તા હુકુમતના ટેકસ, મુઅલ્લિમોની ફીસ અને બીજા તે ખર્ચાઓ જે હકુમતે કાનુની તૌર પર હાજીઓના સીર મુકર્ર કરી રાખ્યા છે તે ગણાશે. ત્રીજી વાત એ કે કેટલાક લોકો એમ સમજે છે કે જેની પાસે રોકડા રૂ. હજ્જ કરવાને લાયક હોય તેના ઉપર હજ્જ ફરેઝ થાય છે. અને મિલકત કે સરસામાન વાળાઓ પર હજ્જ ફર્ઝ થતી નથી, એ પણ ગલત છે. રોકડ નાણું હજ્જ ફર્ઝ થવા માટે શર્ત નથી. બલ્કે અગર કોઈના પાસે એટલી મિલકત છે અથવા બીજો કોઈ માલ છે કે જો તેમાંથી અમુક હિસ્સો વેચી દેવામાં આવે તો તેનાથી હજ્જનો ખરચ અને

બાલબચ્ચાંઓના ખરચ ઉપરાંત એટલી :મિલકત અને માલ બાકી રહે કે જેનાથી ભવિષ્યમાં પોતાનું ગુજરાન સહેલાઈથી થઈ શકે છે તો તેના ઉપર પણ હજ્જ ફરઝ થઈ જશે.

જેના ઉપર હજ્જ ફર્ઝ થઈ જાય તેણે જલ્દી અદા કરવાની કોશીશ કરવી જોઈએ. દુન્યાના કામોના રોકાણ અને તેની અમુક કોડીઓ ખાતિર દીનની અપાર દોલતને બરબાદ કરવી અને આખેરત માટે સામાન તૈયાર ન કરવો ગણીજ નાદાની અને નુકસાનની વાત છે.

મબાદા દિલેઆં ફિરોમાયા શાદ,
કે અઝબેહરે દૂન્યા દેહદ દીં બબાદ.

અર્થાત તે કમીના માણસનું દિલ ખુશ ન થાય જે દુન્યાના ખાતેર પોતાના દીનને બરબાદ કરે છે.

રસુલે મકબુલ (સલ.)નો ઇરશાદ છે.જે માણસ હજ્જ કરવાનો ઇરાદો રાખે કે તેણે ઉતાવળ કરવી જોઇએ. (હદીસ)

અને બીજી હદીસમાં ઘણીજ સખ્ત વઇદ (ધમકી) આવી છે. અને રસૂલે કરીમ (સલ.) એ તે લોકોને સખ્ત ચેતવણી આપી છે કે જેઓના ઉપર હજ્જ ફર્ઝ થઇ ગઈ અને તેઓએ વગર લાચારીએ હજ્જ અદા કરી નહિં.

હઝરત અબુ અમામહ (રઝિ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ઇરશાદ ફરમાવ્યો કે જે માણસને કોઈ ઝરૂરી હાજત અથવા ઝાલિમ બાદશાહ અથવા ભયંકર બીમારી એ હજ્જથી રોકયો ન હશે અને હજ્જ કરવા વગર મરી ગયો તો તેને જોઇએ કે તે યહુદી થઇને મરે અથવા ચાહે નસારો થઇને મરે. (હદીસ.)

જયારે હજ્જ ફર્ઝ થઈ જાય તો જલ્દી અદા કરવાની ફિકર કરવી જોઇએ. કંઈ એવું ન થાય કે આ મોટી નેઅમતથી બેનસીબ રહી

જાવ. ઝિન્દગીનો કંઇજ ભરોસો નથી. ઝિયારતે મદીનાનો અગર સામાન ન હોય તો તેના કારણે વાર ન લગાડો. અગર અલ્લાહતઆલાને મંઝુર હશે તો ફરી કોઈ વખત એ દૌલત પણ હાસિલ થઈ જશે અને માની લ્યો કે ઝિયારત નજ નસિબ થઈ અને તમારો પાકો ઇરાદો હતો કે અગર અલ્લાહતઆલા કંઈ પૈસાનો જોગ કરી દેશે તો મદીના ઝરૂર જાઇશ તો ઇન્શા અલ્લાહ એ ઇરાદાનો અજર પણ કંઇ ઓછો ન હશે.

એ અલ્લાહ તારી મરઝી મુજબ. હજ્જના માનસિક અદા કરવાની અમને તૌફીક આપ અને અમોને એ દૌલત વારંવાર નસીબ ફરમાવ અને તારા હબીબ અલૈહિસ્સલાતો વસ્સલામની ઝિયારત અમોને નસીબ કરી અમારી ઇઝ્ઝત વધાર.

## તમ્મત.

ખુદાવંદે કુદ્દુસનો લાખ લાખ શુક્ર છે કે જેણે મહઝ પોતાના ફઝલો કરમથી આજે ૨૧મી શઅબાનુલ મુઅઝ્ઝમ સને ૧૩૬૧ હી. જુમ્માના મુબારક દિવસે આ રિસાલાનો તરજુમો પુરો કરાવી મારા જેવા ગુનાહગારથી પોતાના દીનની ખિદમત લીધી. અલ્લાહતઆલા એને કબુલ ફરમાવે. અને જેમ એ રિસાલો હાજીઓને ભુલોથી બચાવી સીધે માર્ગે દોરનાર છે એજ પ્રમાણે મારા માટે જહન્નમના રસ્તાઓથી બચાવી જન્નતમાં લઇ જવાનો ઝરીઓ બને. આમીન. વસલ્લલ્લાહુ અલન નબિય્યીલ કરીમ.

**આહકર ઝહુર અહમદ કાસિમી બિન હાજી મુન્શી મહમૂદ સાહિબ, કાપોદ્રી.**

(અલ્લાહતઆલા તેની અને તેના માબાપની તેમજ સર્વ ઇમાનવાળા પુરૂષો તથા ઈમાનવાળી સ્ત્રીઓની મગફિરત ફરમાવે આમીન.)

لَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ اٰئِبُوْنَ
تَآئِبُوْنَ عَابِدُوْنَ سَاجِدُوْنَ لِرَبِّنَا حَامِدُوْنَ
صَدَقَ اللّٰهُ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَهَزَمَ
الْاَحْزَابَ وَحْدَهٗ وَاَعَزَّ جُنْدَهٗ
فَلَا شَيْءَ بَعْدَهٗ



کتبہ الحاج محمد حبیب اللہ ذکی "محبوب رقم"

سلطانی پریس بمبئی نمبر (٣)

اَلَّذِيْ اَعَزَّ اللّٰهُ بِهِ الْاِسْلَامَ اِمَامَ الْمُسْلِمِيْنَ مَرْضِيًّا حَيًّا وَّمَيِّتًا جَزَاكَ اللّٰهُ عَنْ اُمَّةِ مُحَمَّدٍ خَيْرًا ۔

(۳۳) پھر ذرا آگے کو بڑھ کر کہے

اَلسَّلَامُ عَلَيْكُمَا يَا ضَجِيْعَيْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَرَفِيْقَيْهِ وَوَزِيْرَيْهِ جَزَاكُمَا اللّٰهُ اَحْسَنَ الْجَزَاءِ جِئْنَاكُمَا نَتَوَسَّلُ بِكُمَا اِلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لِيَشْفَعَ لَنَا وَيَدْعُوْلَنَا رَبَّنَا اَنْ يُّحْيِيَنَا عَلٰى مِلَّتِهٖ وَسُنَّتِهٖ وَيَحْشُرَنَا فِيْ زُمْرَتِهٖ وَجَمِيْعَ الْمُسْلِمِيْنَ ۔

(۳۴) اور جب اپنے گھر آئے یہ دعا کہے

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ

اَلْمُنْزَلَ الْمُقَرَّبَ عِنْدَكَ اِنَّكَ سُبْحٰنَكَ ذُوالْفَضْلِ
الْعَظِيْمِ ٭

(۳۰) آپ کے وسیلہ سے دعا کرے اور شفاعت چاہے اور کہے

يَا رَسُوْلَ اللّٰهِ اَسْأَلُكَ الشَّفَاعَةَ وَاَتَوَسَّلُ بِكَ
اِلَى اللّٰهِ فِيْ اَنْ اَمُوْتَ مُسْلِمًا عَلٰى مِلَّتِكَ وَسُنَّتِكَ ٭

(۳۱) حضرت ابوبکر صدیقؓ پر سلام

اَلسَّلَامُ عَلَيْكَ يَا خَلِيْفَةَ رَسُوْلِ اللّٰهِ وَثَانِيْهِ
فِي الْغَارِ وَرَفِيْقِهٖ فِي الْاَسْفَارِ وَاَمِيْنِهٖ عَلَى الْاَسْرَارِ
اَبَا بَكْرِنِ الصِّدِّيْقِ جَزَاكَ اللّٰهُ عَنْ اُمَّةِ مُحَمَّدٍ خَيْرًا ٭

(۳۲) حضرت عمر فاروقؓ پر سلام

اَلسَّلَامُ عَلَيْكَ يَا اَمِيْرَ الْمُؤْمِنِيْنَ عُمَرَ الْفَارُوْقَ

يَاسَيِّدَ الْمُرْسَلِيْنَ اَلسَّلَامُ عَلَيْكَ يَاخَاتَمَ النَّبِيِّيْنَ
اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ
يَارَسُوْلَ اللّٰهِ اِنِّيْٓ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّكَ عَبْدُهٗ وَ
رَسُوْلُهٗ اَشْهَدُ اَنَّكَ بَلَّغْتَ الرِّسَالَةَ وَاَدَّيْتَ
الْاَمَانَةَ وَنَصَحْتَ الْاُمَّةَ وَكَشَفْتَ الْغُمَّةَ
فَجَزَاكَ اللّٰهُ خَيْرًا جَزَاكَ اللّٰهُ عَنَّا اَفْضَلَ مَا
جَازٰى نَبِيًّا عَنْ اُمَّتِهٖ اَللّٰهُمَّ اَعْطِ لِسَيِّدِنَا
عَبْدِكَ وَرَسُوْلِكَ مُحَمَّدِنِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ
وَالدَّرَجَةَ الرَّفِيْعَةَ وَابْعَثْهُ الْمَقَامَ الْمَحْمُوْدَ
الَّذِيْ وَعَدْتَّهٗ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ وَاَنْزِلْهُ

مَا رَزَقْتَ اَوْلِيَاءَكَ وَاَهْلَ طَاعَتِكَ وَاغْفِرْ
لِيْ وَارْحَمْنِيْ يَاخَيْرَ مَسْئُوْلٍ ﴿

(۲۸) مسجد نبوی میں داخل ہوتے وقت کہے

اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذُنُوْبِيْ وَافْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ ﴿

(۲۹) روضۂ اطہر کے قریب جا کر یہ کہے

اَلسَّلَامُ عَلَيْكَ يَا سَيِّدِيْ يَا رَسُوْلَ اللّٰهِ اَلسَّلَامُ
عَلَيْكَ يَا مُزَّمِّلُ اَلسَّلَامُ عَلَيْكَ يَا مُدَّثِّرُ اَلسَّلَامُ
عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ اَلسَّلَامُ عَلَيْكَ يَا خَيْرَ خَلْقِ
اللّٰهِ اَلسَّلَامُ عَلَيْكَ يَا حَبِيْبَ اللّٰهِ اَلسَّلَامُ عَلَيْكَ
يَا سَيِّدَ وُلْدِ اٰدَمَ اَلسَّلَامُ عَلَيْكَ يَا نَبِيَّ الرَّحْمَةِ
اَلسَّلَامُ عَلَيْكَ يَا شَفِيْعَ الْاُمَّةِ اَلسَّلَامُ عَلَيْكَ

(۲۵) جو شخص حجِّ قران کرے وہ بعد دوگانہ یہ کہے

اَللّٰهُمَّ اِنِّيْ اُرِيْدُ الْحَجَّ وَالْعُمْرَةَ فَيَسِّرْهُمَا لِيْ وَتَقَبَّلْهُمَا مِنِّيْ ‎*

(۲۶) جب شہر مدینہ نظر آوے تو درود شریف پڑھکر کہے

اَللّٰهُمَّ هٰذَا حَرَمُ نَبِيِّكَ فَاجْعَلْهُ وِقَايَةً لِّيْ مِنَ النَّارِ وَاَمَانًا مِّنَ الْعَذَابِ وَسُوْءِ الْحِسَابِ ‎*

(۲۷) جب مدینہ منورہ میں داخل ہو یہ کہے

رَبِّ اَدْخِلْنِيْ مُدْخَلَ صِدْقٍ وَّاَخْرِجْنِيْ مُخْرَجَ صِدْقٍ وَّاجْعَلْ لِّيْ مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيْرًا اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ وَارْزُقْنِيْ مِنْ زِيَارَةِ رَسُوْلِكَ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

اجْعَلْ فِيْ قَلْبِيْ نُوْرًا وَّفِيْ سَمْعِيْ نُوْرًا وَّفِيْ
بَصَرِيْ نُوْرًا اَللّٰهُمَّ اشْرَحْ لِيْ صَدْرِيْ
وَيَسِّرْلِيْ اَمْرِيْ وَاَعُوْذُبِكَ مِنْ وَسَاوِسِ
الصَّدْرِ وَشَتَاتِ الْاَمْرِ وَفِتْنَةِ الْقَبْرِ اَللّٰهُمَّ
اِنِّيْ اَعُوْذُبِكَ مِنْ شَرِّمَا يَلِجُ فِي اللَّيْلِ وَشَرِّ
مَا يَلِجُ فِي النَّهَارِ وَشَرِّمَا تَهُبُّ بِهِ الرِّيَاحُ
لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ اِنَّمَا الْخَيْرُ خَيْرُ الْاٰخِرَةِ +

(۲۴) عرفات میں ہاتھ اُٹھا کر یہ دعا پڑھنا بھی منقول ہے

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ اَللّٰهُمَّ اهْدِنِيْ بِالْهُدٰى وَنَقِّنِيْ
بِالتَّقْوٰى وَاغْفِرْلِيْ فِي الْاٰخِرَةِ وَالْاُوْلٰى +

قَدِیْرٌ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ اَنْجَزَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ ◆

(۲۱) صفا پر حضرتؐ نے یہ دعا کی ہے

اَللّٰهُمَّ اِنَّكَ قُلْتَ اُدْعُوْنِيْٓ اَسْتَجِبْ لَكُمْ وَاِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ وَاِنِّيْٓ اَسْئَلُكَ كَمَا هَدَيْتَنِيْ لِلْاِسْلَامِ اَنْ لَا تَنْزِعَهٗ حَتّٰى تَتَوَفَّانِيْ وَاَنَا مُسْلِمٌ ◆

(۲۲) صفا مروہ کے درمیان یہ دعا ماثور ہے

رَبِّ اغْفِرْ وَارْحَمْ اَنْتَ الْاَعَزُّ الْاَكْرَمُ ◆

(۲۳) عرفات پر پڑھنے کی دعاء

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ اَللّٰهُمَّ

مَعْذِرَتِيْ وَتَعْلَمُ حَاجَتِيْ فَاَعْطِنِيْ سُؤْلِيْ
وَتَعْلَمُ مَا فِيْ نَفْسِيْ فَاغْفِرْلِيْ ذُنُوْبِيْ اَللّٰهُمَّ اِنِّيْ
اَسْأَلُكَ اِيْمَانًا يُّبَاشِرُ قَلْبِيْ وَيَقِيْنًا صَادِقًا
حَتّٰى اَعْلَمُ اَنَّهٗ لَنْ يُّصِيْبَنِيْ اِلَّا مَا كَتَبَهٗ عَلَيَّ
فَارْضِنِيْ بِمَا قَسَمْتَهٗ لِيْ يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ ؞

(۱۹) آبِ زمزم پیتے وقت کی دعا

اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ عِلْمًا نَّافِعًا وَّرِزْقًا وَّاسِعًا
وَّشِفَآءً مِّنْ كُلِّ دَآءٍ ؞

(۲۰) صفا پر چڑھ کر یہ دعا ماثور پڑھے

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ

وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَللّٰهُمَّ اِيْمَانًا
بِكَ وَوَفَاءً بِعَهْدِكَ وَاتِّبَاعًا لِسُنَّةِ نَبِيِّكَ مُحَمَّدٍ
صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ؞

(۱۷) طواف کے وقت یہ دعاء بھی منقول ہے

اَللّٰهُمَّ قَنِّعْنِيْ بِمَا رَزَقْتَنِيْ وَبَارِكْ لِيْ فِيْهِ وَاخْلُفْ
عَلٰى كُلِّ غَائِبَةٍ لِّيْ بِخَيْرٍ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ
لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى
كُلِّ شَيْءٍ قَدِيْرٌ ؞

(۱۸) مقامِ ابراہیم کے پاس دو رکعت نفل کے بعد
یہ دعاء پڑھے

اَللّٰهُمَّ اِنَّكَ تَعْلَمُ سِرِّيْ وَعَلَانِيَتِيْ فَاقْبَلْ

(۱۴) مسجدِ حرام میں قدم رکھتے وقت کی دعاء

اَللّٰهُمَّ افْتَحْ عَلَيْنَا اَبْوَابَ رَحْمَتِكَ وَسَهِّلْ عَلَيْنَا اَبْوَابَ رِزْقِكَ ‌‌+

(۱۵) جب بیت اللہ کو دیکھے اس وقت ہاتھ اٹھا کر یہ دعاء پڑھے

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ فَحَيِّنَا رَبَّنَا بِالسَّلَامِ اَللّٰهُمَّ زِدْ بَيْتَكَ هٰذَا تَعْظِيْمًا وَّتَشْرِيْفًا وَّتَكْرِيْمًا وَّمَهَابَةً وَّزِدْ مَنْ حَجَّهٗ اَوِاعْتَمَرَ تَشْرِيْفًا وَّتَكْرِيْمًا وَّتَعْظِيْمًا وَّبِرًّا +

(۱۶) بعد نیّتِ طواف حجرِ اسود کے سامنے کھڑے ہو کر پڑھنے کی دعاء

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَلِلّٰهِ الْحَمْدُ

(۱۰) احرام باندھتے وقت کی دعاء

اَللّٰھُمَّ اِنِّیْ اُرِیْدُ الْحَجَّ فَیَسِّرْہُ لِیْ وَتَقَبَّلْہُ مِنِّیْ ٭

(۱۱) تلبیہ ماثورہ

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ لَبَّیْکَ لَاشَرِیْکَ لَکَ لَبَّیْکَ
اِنَّ الْحَمْدَ وَالنِّعْمَۃَ لَکَ وَالْمُلْکَ لَاشَرِیْکَ لَکَ ٭

(۱۲) تلبیہ کے بعد چاہے تو یہ بڑھالے

لَبَّیْکَ لَبَّیْکَ وَسَعْدَیْکَ وَالْخَیْرُ بِیَدَیْکَ لَبَّیْکَ
وَالرَّغْبَاءُ اِلَیْکَ وَالْعَمَلُ ٭

(۱۳) تلبیہ کے بعد کی دعاء

اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُکَ رِضَاکَ وَالْجَنَّۃَ وَاَعُوْذُ بِکَ
مِنْ غَضَبِکَ وَالنَّارِ ٭

شَرِّهَا وَشَرِّ اَهْلِهَا وَشَرِّ مَا فِيْهَا ۔

(۷) شہر میں داخل ہوتے وقت یہ پڑھے

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا (تین مرتبہ) اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَحَبِّبْنَا اِلٰى اَهْلِهَا وَحَبِّبْ صَالِحِيْ اَهْلِهَا اِلَيْنَا ۔

(۸) جب منزل پہ ٹھیرے تو یہ پڑھے

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ۔

(۹) جب شام ہو اور رات آجاوے تو یہ دعا پڑھے

يَا اَرْضُ رَبِّيْ وَرَبُّكِ اللّٰهُ اَعُوْذُ بِاللّٰهِ مِنْ شَرِّكِ وَشَرِّ مَا خَلَقَ فِيْكِ وَشَرِّ مَا يَدُبُّ عَلَيْكِ وَاَعُوْذُ بِاللّٰهِ مِنْ اَسَدٍ وَّاَسْوَدَ وَمِنَ الْحَيَّةِ وَالْعَقْرَبِ وَمِنْ شَرِّ سَاكِنِي الْبَلَدِ وَمِنْ وَّالِدٍ وَّمَا وَلَدَ ۔

وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ وَالْاَرْضُ جَمِيْعًا قَبْضَتُهٗ يَوْمَ الْقِيٰمَةِ وَالسَّمٰوٰتُ مَطْوِيّٰتٌۢ بِيَمِيْنِهٖ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ؞

(۵) اگر جانور بدخوئی کرے اُس کے کان میں یہ دعا پڑھے

اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗٓ اَسْلَمَ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّاِلَيْهِ يُرْجَعُوْنَ ؞

(۶) جب کوئی شہر نظر پڑے اُس میں جانا ہو تو یہ دعا پڑھے

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ السَّبْعِ وَمَا اَظْلَلْنَ وَرَبَّ الْاَرَضِيْنَ السَّبْعِ وَمَا اَقْلَلْنَ وَرَبَّ الشَّيَاطِيْنِ وَمَا اَضْلَلْنَ وَرَبَّ الرِّيَاحِ وَمَا ذَرَيْنَ فَاِنَّا نَسْئَلُكَ خَيْرَ هٰذِهِ الْقَرْيَةِ وَخَيْرَ اَهْلِهَا وَنَعُوْذُ بِكَ مِنْ

(٢) گھر سے نکلتے وقت کی دعاء

اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ اَنْ اَضِلَّ اَوْ اُضَلَّ اَوْ اَزِلَّ اَوْ اُزَلَّ اَوْ اَظْلِمَ اَوْ اُظْلَمَ اَوْ اَجْھَلَ اَوْ یُجْھَلَ عَلَیَّ اَللّٰھُمَّ اَنْتَ الصَّاحِبُ فِی السَّفَرِ وَالْخَلِیْفَۃُ فِی الْاَھْلِ اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنَ الضِّیْقَۃِ فِی السَّفَرِ وَکَاٰبَۃِ الْمُنْقَلَبِ اَللّٰھُمَّ قَبِّضْ لَنَا الْاَرْضَ وَھَوِّنْ عَلَیْنَا السَّفَرَ ۔

(٣) گاڑی میں بیٹھتے وقت کی دعاء

اَلْحَمْدُ لِلّٰہِ سُبْحَانَ الَّذِیْ سَخَّرَلَنَا ھٰذَا وَمَا کُنَّا لَہٗ مُقْرِنِیْنَ وَاِنَّا اِلٰی رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ۔

(٤) کشتی یا جہاز میں سوار ہوتے وقت کی دعاء

بِسْمِ اللّٰہِ مَجْرِیْھَا وَمُرْسٰھَا اِنَّ رَبِّیْ لَغَفُوْرٌ رَّحِیْمٌ

## (۱) استخارہ کی دعاء

اَللّٰهُمَّ اِنِّيْ اَسْتَخِيْرُكَ بِعِلْمِكَ وَاَسْتَقْدِرُكَ بِقُدْرَتِكَ وَاَسْئَلُكَ مِنْ فَضْلِكَ الْعَظِيْمِ فَاِنَّكَ تَقْدِرُ وَلَا اَقْدِرُ وَتَعْلَمُ وَلَا اَعْلَمُ وَاَنْتَ عَلَّامُ الْغُيُوْبِ اَللّٰهُمَّ اِنْ كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ خَيْرٌ لِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ اَمْرِيْ فَقَدِّرْهُ لِيْ وَيَسِّرْهُ لِيْ ثُمَّ بَارِكْ لِيْ فِيْهِ وَاِنْ كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ شَرٌّ لِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ اَمْرِيْ فَاصْرِفْهُ عَنِّيْ وَاصْرِفْنِيْ عَنْهُ وَاقْدِرْ لِيَ الْخَيْرَ حَيْثُ كَانَ ثُمَّ اَرْضِنِيْ بِهٖ ؞

અન્વારે મુહમ્મદી

પુઠાવાળી—પોસ્ટ સહિત, સવા પાંચ આના

દરૂદો સલામ

પુઠાવાળી—પોસ્ટ સહિત, સવા છ આના

મળવાનાં ઠેકાણાં.

૧ મોહંમદ ઇબ્રાહીમ પટેલ

છાછા મોહલ્લા. રાંદેર. જિ. સુરત.

૨ તબ્લીગ ઑફીસ

તડકેશ્વર. જિ. સુરત.

